લાખાણી કૃત

# હિન્દુસ્તાનની ભૂગોળ વિદ્યા.

(ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે)

રચી પ્રસિદ્ધ કર્તા

**તુલસીદાસ વિ. જાદવજી લાખાણી.**

પ્રથમાવૃત્તિ.



કરાચી,

"આર્યન્ પ્રિન્ટિંગ પ્રેસ."

વિક્રમ સંવત્ ૧૯૫૦ ઈ. સ. ૧૮૯૪.

કિમ્મત રૂ. ૦-૨-૩ પાઈ.

# વિજ્ઞપ્તિ.

આ પ્રાંતના વિદ્યાર્થીઓને ભૂગોળ વિદ્યા શીખવા માટે અનુકૂળ થઈ પડે તેવાં સાધનની ખોટ જણાયાથી મારા એક મિત્રે મારી 'એશિઆ ખંડની ભૂગોળ વિદ્યા' જોઈ તેવીજ ઈબારતપર હિન્દુસ્તાનની ભૂગોળ વિદ્યા રચવાને મને સૂચના કરી, જેથી પુરસદના વખતનો લાભ લઈ યથામતિ આ કામ પૂર્ણ કર્યું છે.

આ ભૂગોળ વિદ્યામાં હિન્દુસ્તાનના વેપાર, ઉદ્યોગ, વસુલાત, રેલ્વે, તાર, હિન્દવાસીઓની રીતભાત તથા મોટાં શેહેરોનાં વર્ણન આપેલાં છે, જે શિક્ષકોએ મેહેરબાની કરી વિદ્યાર્થીઓને મુખ-પાઠ ન કરાવતાં માત્ર સમજાવવા એવો મારો ઉદ્દેશ છે.

આ કામમાં મને મેહેરબાન માસ્તર વલ્લભરામ દામોદર તરફથી અને મારા બીજા મિત્રો તરફથી સારો આશ્રય મળ્યો છે, જેથી તેઓનો હું ઘણોજ ઉપકાર માનુંછું.

કરાચી,
તા. ૨૦મી જુલાઈ ૧૮૯૪.

(કર્તા.)

# ભૂગોળ વિદ્યા.

## પૃથ્વીની રચનાના વર્ણનને ભૂગોળ વિદ્યા કહેછે.

### ભૂગોળ વિદ્યા શીખવાથી થતા ફાયદા.

આ પૃથ્વી ઉપર પરમેશ્વરે બધે ઠેકાણે એકસરખી રચના કરી નથી, પણ જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી જાતનાં પ્રાણી અને જૂદી જૂદી જાતની વનસ્પતિ બનાવ્યાં છે તે જાણવાથી ઈશ્વરની અપાર શક્તિ માલમ પડેછે. બીજું આ પૃથ્વીપર કેટલા દેશ છે, અને તેઓ કયી કયી દિશામાં આવેલા છે, ત્યાંના લોક સુધરેલા છે કે જંગલી, તેઓ કયો ધર્મ પાળેછે, ત્યાંની હવા કેવી છે, ત્યાં કયી કયી વસ્તુનો વધારે પાક થાય છે, ત્યાંનું રાજ્ય બંધારણ કેવા પ્રકારનું છે ને ત્યાંશું શું જોવાનું છે તે બધું આપણે જાણીયેછિયે; માટે ઘરમાં બેઠાબેઠા આખી પૃથ્વીની મુસાફરી કરવાનું મુખ્ય સાધન ભૂગોળ વિદ્યા છે.

### પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે તેનાં પ્રમાણ.

૧. જ્યારે દરિયામાં કિનારા આગળથી વહાણ ચાલવા માંડેછે ત્યારે પ્રથમ તો તેનું તળીઉં, પછી સઢ ને છેલ્લીવારે કૂવાની ટોચ દેખાતી બંધ થાયછે, તેમજ મોટા મેદાનમાં સામેથી કોઈ માણસ આવતું હોય તો પ્રથમ તેની પાઘડી, પછી તેનું મોં પછી પેટ ને છેલ્લીવારે પગ દેખાયછે. આ ઉપરથી સાફ માલમ પડેછે કે પૃથ્વી સપાટ નથી. જો સપાટ હોત તે દૂરથી આવનાર માણસનું માથું ને પગ એકજ વખતે દેખાત.

૨. ચંદ્ર ગ્રહણની વખતે પૃથ્વીની છાયા ચંદ્રપર ગોળાકાર પડેછે.

## પૃથ્વીની સપાટી.

પાણી ને જમીન મળીને પૃથ્વીની સપાટી બની છે, જો આખી પૃથ્વીના ચાર ભાગ કરીએ તો તેમાંના ત્રણ ભાગ જેટલામાં પાણી ને બાકીનામાં કોરી જમીન છે.

## પૃથ્વીના મુખ્ય ભાગ.

પૃથ્વીના બે ગોળાર્ધ છે. પૂર્વ ગોળાર્ધ (જૂની દુનિઆ), પશ્ચિમ ગોળાર્ધ (નવી દુનિઆ), એ બંને ગોળાર્ધમાં પાંચ ખંડ છે. પૂર્વ ગોળાર્ધમાં **એશિઆ, યુરોપ, આફ્રિકા** ને ***ઓશેનીઆ.** ને પશ્ચિમ ગોળાર્ધમાં **અમેરિકા** છે.

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

જમીનના જે ભાગમાં ઘણા દેશો આવેલા હોય તેને **ખંડ** કહેછે.

જમીનનો જે ભાગ ચારે બાજુએ પાણીથી વિંટલાયલો હોય તેને **બેટ દ્વીપ અથવા ટાપુ** કહેછે.

જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથી વિંટલાયલો હોય ને તેનો એક ભાગ જમીન સાથે જોડાયેલો હોય તેને **દ્વીપકલ્પ** કહેછે.

બે મોટા જમીનના ભાગને સાંધનારા સાંકડા જમીનના ભાગને **સંયોગીભૂમિ** કહેછે.

જમીનની જે અણી લાંબી વધીને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશીર** કહેછે.

ઘણા ઉંચા ને લાંબા ટેકરાઓને **પર્વત** કહેછે.

---

* આનો થોડો ભાગ પશ્ચિમ ગોળાર્ધમાં પણ છે.

જે પર્વતના મથાળામાંથી ધુમાડો, રાખ, ને ઉનો રસ વગેરે પ્રવાહી પદાર્થ નીકળેછે તેને જ્વાળામુખી કહેછે.

સપાટ જમીનના વિશાળ પ્રદેશને મેદાન કહેછે.

પહાડો ઉપર આવેલા પ્રદેશને ઉચ્ચપ્રદેશ કહેછે.

ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહેછે.

જમીનનો જે ભાગ ઘણા ગાઉ સુધી સપાટ ને રેતાળ હોય ને ઝાડ પાન કે પાણી જેમાં જવલ્લે મળે તેને રણ કહેછે.

દરિયાની પાસે આવેલી જમીનને કિનારો કહેછે.

નદી કે દરિયા કાંઠે વેપારના મથકનું જે શેહેર કે ગામ હોય ને તેના આરામાં વહાણ આવજાવ કરતાં હોય તેને બંદર કહેછે.

બે નદીઓની વચ્ચેના પ્રદેશને દુઆબ, ને પાંચ નદીઓની વચ્ચેના પ્રદેશને પંજાબ કહેછે.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

પૃથ્વીના ખારા પાણીના મુખ્ય પાંચ ભાગ થયેલા છે જેમાંના દરેકને મહાસાગર કહેછે. એ પાંચ મહાસાગરનાં નામ-પાસિફિક, આટ્લાંટિક, હિન્દી, ઉત્તર ને દક્ષિણ મહાસાગર છે.

ખારા પાણીના સૌથી મોટા સમુદાયને મહાસાગર કહેછે.

મહાસાગર કરતાં નાના ખારા પાણીના સમુદાયને સમુદ્ર કહેછે.

સમુદ્રનો જે સાંકડો ભાગ જમીનમાં નીકળી આવ્યો હોય તેને નાળ (ખાડી) કહેછે.

જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને અખાત કહેછે.

અખાતનું મુખ પહોળું થયું હોય તો તેને ઉપસાગર કહેછે.

ચારે બાજુએ જમીનથી વિંટલાયલા પાણીના ભાગને **સરોવર** કહેછે.

પાણીના બે મોટા ભાગને સાંધનારા સાંકડા પાણીના ભાગને **સામુદ્રધુની** કહેછે.

પર્વત કે સરોવરમાંથી મીઠા પાણીનો પ્રવાહ નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્ર કે સરોવરને મળે કે રણમાં સમાય તેને **નદી** કહેછે.

જે જગ્યાએથી નદી નીકળેછે તે જગ્યાને તેનું **મૂળ** કહેછે.

જે જગ્યાએ નદી સમુદ્રને મળે તે જગ્યાને તેનું **મુખ** કહેછે.

જે સ્થળે બે નદીઓ ભેગી મળેછે તેને **સંયોગ** કે **સંગમ** કહેછે.

ચંદ્ર તથા સૂર્યના આકર્ષણથી સમુદ્રનું પાણી દિવસમાં બે વાર ચડેછે તેને **ભરતી** ને બેવાર ઉતરેછે તેને **ઓટ** કહેછે.

## એશિઆ ખંડ.

પૃથ્વીના જે પાંચ મોટા ખંડ કહ્યા તેમાંનો સૌથી મોટો ને જુનો ખંડ **એશિઆ** છે, એ ખંડમાં આવેલા **હિન્દુસ્તાન** દેશમાં આપણે વસીએછીએ.

## હિન્દુસ્તાન.

**હિન્દુસ્તાન**—**ભરતખંડ**, **ભારતભૂમી**, **આર્યાવર્ત**, **હિન્દ**, વગેરે નામથી ઓળખાયછે.

**સીમા**—ઉત્તરે **હિમાલય** પર્વતની હાર છે, પૂર્વે **બ્રહ્મદેશ** તથા **બંગાળાનો** ઉપસાગર છે, દક્ષિણે **હિન્દી** મહાસાગર, પશ્ચિમે **અરબી** સમુદ્ર, **અફઘાનિસ્તાન** ને **બલુચિસ્તાન** આવેલા છે.

**વિસ્તાર**—હિન્દુસ્તાનની લંબાઈ **કાશ્મિરથી** **કન્યાકુમારી** **સુધી**

૧૯૦૦ માઇલ ને પહોળાઈ **સિંધથી આસામ** સુધી આશરે ૧૮૦૦ માઇલ છે.

**કુદરતી ભાગ**—હિન્દુસ્તાનના કુદરતી ભાગ ચાર છે.—૧ **હિમાલયનો** પહાડી પ્રદેશ, ૨ ગંગાનો પ્રદેશ, ૩ **સિંધુનો** પ્રદેશ ને ૪ દક્ષિણ.

**આકાર**—હિન્દુસ્તાન એ એક ત્રિકોણાકાર દેશ છે.

**ભૂશીર**—**દ્વારકા** (જગતપોઇંટ) કાઠિયાવાડમાં છે, **દીવ** કાઠિયાવાડની દક્ષિણે છે, **રામાસ** પોઇંટ **ગોવા** પાસે છે, કન્યાકુમારી ઠેઠ દક્ષિણે છે, કાલ્મીર અગ્નિ કોણમાં છે, **પામીરાસ મહાનદીના** મુખ પાસે છે, **નીગ્રેસ** **બ્રહ્મદેશની** નૈઋત્યે છે, **માંજ સિંધમાં** છે.

**કિનારો**—હિન્દુસ્તાનના કિનારાની લંબાઈ ૪૦૦૦ માઇલ છે ને **ઠારવાટ** થોડાં છે.

**અખાત**—કચ્છનો ને **ખંભાતનો** અખાત પશ્ચિમ કિનારે છે, **મનારનો** અખાત **હિન્દુસ્તાન** ને **લંકાની** વચ્ચે છે, **પામ્બનની** ખાડી **હિન્દુસ્તાન** ને **લંકાની** વચ્ચે છે, **માર્ટાબાનનો** અખાત **બ્રહ્મદેશની** દક્ષિણે છે.

**સામુદ્રધુની**—**પાકની** સામુદ્રધુની **હિન્દુસ્તાન** ને **લંકાની** વચ્ચે છે, **મનારની** સામુદ્રધુની **મનાર** બેટ ને **લંકાની** વચ્ચે છે.

**દ્વીપો**—**લક્ષદીવ** ને **માલદીવ** નૈઋત્યે છે, **લંકા** દક્ષિણે છે, **રામેશ્વર** **હિન્દુસ્તાન** ને **લંકાની** વચ્ચે છે, **આન્દામાન**, **નીકોબાર**, **રામરી**, **ચેદુબા** ને **સેંડોવે** વગેરે બેટો **બંગાળાના** ઉપસાગરમાં છે, **મરગ્વી** બેટનું ટોળું **બ્રહ્મદેશની** પશ્ચિમે છે, **શાહપુરી**, **સાષ્ટી**, **વસઈ** ને **ઘારાપુરી** વગેરે બેટો મુંબઈની પાસે છે.

**દ્વીપકલ્પ**—**હિન્દુસ્તાન** દેશજ પોતે એક મોટો દ્વીપકલ્પ છે, **તેમાં** કાઠિયાવાડ મુખ્ય દ્વીપકલ્પ છે.

**પર્વતો**—હિમાલય (હિમ—બરફ + આલય—જગ્યા) દુનિઆમાં **સૌથી** ઉંચો પર્વત ઉત્તરે છે, એનાં મુખ્ય શિખરો —**એવરેસ્ટ** (ગૌરીશંકર) **એની** ઉંચાઈ આશરે સાડાપાંચ માઈલ છે, ૨ કુન્ચીનગંગા, ૩ **ધવલગીરી**, ૪ કૈલાસ, વગેરે છે. **જમ્નોત્રી ગારવાલમાં** છે, **શીવાલીક** ગંગા ને **બીઆસની** વચ્ચે છે, **સુલેમાન** હિન્દુસ્તાનને **અફઘાનિસ્તાનથી** જુદો પાડેછે, એનું મુખ્ય શિખર **તખ્તી** સુલેમાન છે; **હાલા** સિંધને **બલુચિસ્તાનથી** જુદું પાડેછે; **અરવલી** ગંગા ને સિંધુના પ્રદેશની વચ્ચે છે એનું મુખ્ય શિખર **આબુ** છે; **વિંધ્યાચળ નર્મદાની** ઉત્તરે છે, કૈમોર વિંધ્યાચળ પાસે છે, **સાતપૂડા** પર્વતની હાર **નર્મદા** ને **તાપીની** વચ્ચે છે; **ગીરનાર** કાઠિ-આવાડમાં છે, **સહ્યાદ્રિ** (પશ્ચિમ ઘાટ) **પશ્ચિમ** કિનારે છે; **પૂર્વઘાટ** પૂર્વ કિનારે છે; **નીલગીરી** પશ્ચિમઘાટ ને **પૂર્વઘાટને** જોડેછે.

**રણ**—થરપારકરનું રણ સિંધની પૂર્વે છે, કચ્છનું રણ કચ્છમાં છે.

**ઉચ્ચ પ્રદેશ**—દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ ને **માળવાનો** ઉચ્ચ પ્રદેશ.

**મેદાન**—ગંગાનું મેદાન ને સિંધુનું મેદાન.

## નદીઓ.

વિંધ્યા પર્વતની ઉત્તરના પ્રદેશમાં ત્રણ મુખ્ય નદીઓ છે.

૧ **બ્રહ્મપુત્રા હિમાલયના માનસરોવરમાંથી** નીકળી **આસામ** ને **બંગાળામાં** થઇ ૧૮૦૦ માઇલ વહી **બંગાળાના** ઉપસાગરમાં પડેછે. **એનાં સાંપુ, ડીહોંગ, કેનાઈ, મેગ્ના ને સર્મા** વગેરે નામ છે, તેપર મુખ્ય શેહેરો-**ગૌહતી, ઢાકા, રંગમતી ને જમાલપુર** છે.

૨ ગંગા-મુખ્ય શાખાઓ-**જમના, ગોગ્રા, સોણ, ગોમતી, ભાગીરથી, અલકનંદા, રામગંગા, કુસી, ગંડકી, ચંબલ ને બેટવા** વગેરે હિમા-

લયના ગંગોત્રી શિખરમાંથી નીકળી વાયવ્ય પ્રાંત, બહાર ને બંગાળામાં થઇ ૧૫૫૦ માઇલ વહી બંગાળના ઉપસાગરમાં પડેછે તે પર હરિદ્વાર, ફરૂકાબાદ, કાનપુર, અલ્હાબાદ, મીરજાપુર, (જમણે કાંઠે) બનારસ (ડાબે), ગાઝીપુર, બક્સર, દીનાપુર, પાટણા, મોંગીર, ભાવલપુર, રાજમહાલ, મુર્શીદાબાદ, હુગલી (જમણે કાંઠે) વગેરે છે.

૩ સિંધુ—હિન્દુસ્તાનમાં સૌથી લાંબી નદી હિમાલયના ઉત્તર ભાગમાંથી નીકળી કાશ્મિર, પંજાબ ને સિંધમાં થઇ ૧૮૦૦ માઇલ વહી અરબી સમુદ્રમાં પડેછે. તેપર મુખ્ય શેહેરો—અટક, (ડાબે) કલાબાગ, ડેરાઇસ્માલખાન, ડેરાગાઝીખાન, મીથનકોટ સક્કર (જમણે), રોહડી (ડાબે), લારખાના (જમણે), હૈદરાબાદ (ડાબે), કોટ્રી (જમણે), વગેરે છે. એની મુખ્ય શાખાઓ—સતલજ, બીઆસ, રાવી, ચીનાબ ને જેલમ, પંજનદ આગળ તેને મળેછે

૪ ગોદાવરી—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામનું રાજ્ય ને ઉત્તર સરકારના પ્રાંતોમાં થઇ ૯૦૦ માઇલ વહી બંગાળાના ઉપસાગરમાં પડેછે. તેપર નાશક, પૈઠણ, રાજમહેન્દ્રી ને યાનન વગેરે છે.

૫ નર્મદા—સાતપૂડા પર્વતમાંથી નીકળી મધ્ય પ્રાંતો, ભોપાળ, હોલ્કરના રાજ્ય તથા ગુજરાતમાં થઇ ૮૦૦ માઇલ વહી ખંભાતના અખાતને મળેછે. તેપર—જબલપુર, હુસંગાબાદ, નિસાડ, મંડલેશ્વર, ચાણોદ, કર્નાળી, નાંદોદ ને ભરૂચ વગેરે છે.

૬ કૃષ્ણા—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ ને ઉત્તર

સરકાર પ્રાંતમાં થઇ ૮૦૦ માઇલ વહી બંગાળાના ઉપસાગરમાં પડેછે. તેની મુખ્ય શાખાઓ ભીમા, તુંગભદ્રા, નીરા, સીના, વગેરે છે; તેપર—કન્હાડ ને મછલીપટ્ટણ વગેરે છે.

૭ મહાનદી—મધ્યપ્રાંતોમાંથી નીકળી મધ્યપ્રાંતો ને ઓરિસામાં થઇ ૫૨૦ માઇલ વહી બંગાળાના ઉપસાગરમાં પડેછે. તેપર—સંબલપુર ને કટક છે.

૮ કાવેરી—સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મ્હેસૂર ને કર્ણાટકમાં થઈ ૪૭૦ માઇલ વહી બંગાળાના ઉપસાગરમાં પડેછે. તે પર—શ્રીરંગ-પટ્ટણ ત્રીચીનાપલી ને ત્રાંકવીબાર વગેરે છે.

૯ તાપી—સાતપૂડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંતો, ખાનદેશ ને ગૂજરાતમાં થઈ ૪૦૦ માઇલ વહી ખંભાતના અખાતમાં પડેછે. તે પર—બુરહાનપુર, રાંદેર ને સુરત વગેરે શેહેરો છે.

૧૦ જમના—હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી વાયવ્યપ્રાંતોમાં વહી અલ્હાબાદ, આગળ ગંગાને મળેછે. તે પર—શાહરાનપુર, કર્નાલ, પાણીપત, દિલ્હી, મથુરા, આગ્રા વગેરે શેહેરો છે.

૧૧ ઇરાવતી—હિમાલય પર્વતમાંથી નીકળી માર્ટાબાનના અખાતમાં પડેછે. તે પર—પ્રોમ, વસાઈ, ને રંગુન વગેરે શેહેરો છે.

૧૨ લુણી—અરવલી પર્વતમાંથી નીકળી કચ્છના રણમાં થઇ અરબી સમુદ્રમાં પડેછે.

૧૩ મહી—માળવાના ડુંગરમાંથી નીકળી માળવા ને ગૂજરાતમાં વહી ખંભાતના અખાતમાં પડેછે.

૧૪ સાબરમતી—ઢેબર સરોવરમાંથી નીકળી ગૂજરાતમાં વહી ખંભાતના અખાતમાં પડેછે.

**સરોવર**—**માનસબલ**, દલ, ને વૂલર કાશ્મિરમાં છે, **મંચર** **સિંધ**માં છે, **ચીલ્કા** ને પુલીકટ પૂર્વ કિનારે છે, **કોલર** ગોદાવરી ને કૃષ્ણાની વચ્ચે છે, દેબર ને **સાંબર** રજપૂતસંસ્થાનમાં છે, **લુણાર** વરાડ પ્રાંતમાં છે.

**પવિત્ર નદીઓ**—મુખ્ય પવિત્ર નદીઓ ચાર છે. ૧ **તાપી** સ્મરણે (તાપી નદીનું સ્મરણ કરવાથી), ૨ **રેવા** દર્શને (રેવા નદીનાં દર્શન કરવાથી), ૩ **જમના** પાને (જમના નદીનું જળ પીવાથી) ૪ **ગંગા** સ્નાને (ગંગા નદીમાં નહાવાથી) પાપની મુક્તિ થાય છે, એમ કહેવાય છે. એ સિવાય **ગોમતી**, **સરસ્વતી** **ગોદાવરી** **ત્ર**વેણી વગેરે પવિત્ર નદીઓ છે.

**હવા**—હિન્દુસ્તાનનો આશરે અર્ધ ભાગ ઉષ્ણકટિબંધમાં છે. ઉચ્ચપ્રદેશ સિવાયના દેશોની હવા ગરમ છે, શિઆળો, ઉનાળો ને ચોમાસુ એ ત્રણ મોસમ છે.

**ખનિજ પેદાશ**—લોઢું ઘણું નીકળેછે, કોયલા **બંગાળા** ને **મધ્ય** પ્રાંતોમાંથી નીકળેછે, સિંધવ **પંજાબ**માંથી નીકળેછે, સુરોખાર, ત્રાંબુ, સોનું વગેરે થોડાં નીકળેછે. હિન્દુસ્તાન ઘણો વખત થયાં હીરા સારૂ પ્રખ્યાત છે.

**વનસ્પતિ વગેરે**—ચોખા ઘણું કરીને **બંગાળા**માં ને કિનારાપરના દેશોમાં વવાય છે. બાજરી, જુવાર ને કપાસ મધ્યના દેશોમાં પાકેછે, તેજાનો (હળદર, તજ, લવીંગ, મરી, એળચી) દક્ષિણમાં ઉગેછે, ઘઉં ઉત્તરમાં ઘણા પાકેછે, શેરડી, તમાકુ, કેરી ને બીજા ફળ તથા ફુલો ઘણે ઠેકાણે ઉગેછે, અફીણ **માળવા** **બહાર** ને **ગુજરાત**માં પાકેછે, ચાહ **આસામ** ને **હિમાલય**ની આસપાસના દેશોમાં વવાયછે, કાફી (બુન) **સહ્યાદ્રિ** **પર્વત**પર ઉગેછે, જંગલોમાં સાગનાં લાકડાં થાય છે.

**પ્રાણી**—ઘેટાં, બકરાં, ભેંસો, ગાયો, કૂતરાં, ઊંટ એ મુખ્ય પાળવાનાં પ્રાણી છે, હાથી, વાઘ, સિંહ, રીંછ, ઘણી જાતના વાંદરા ને હરણ જંગલોમાં પુષ્કળ હોયછે, સિંહ ગૂજરાતના જંગલોમાં ને ગીરનાર પર્વત પાસે વસેછે, જંગલી ગધેડા સિંધમાં થાય છે, ગેંડા પૂર્વમાં થાયછે.

**વસ્તી**—૨૮,૭૧,૭૯,૭૨૫ છે, હિન્દુસ્તાનમાં ઘણી જાતનાં માણસો વસેછે જેઓની ભાષા, પોશાક ને રીતભાત કેવળ જૂદાં છે.

**ચાલ**—બંગાળી (બાબુ) ઠીંગણા, કમજોર ને બાયલા છે તોપણ તેઓ ચતુર ને મેહેનતુ છે. **સિખ** ને થોડી ઉતરની જાતનાં માણસો ઉંચા કદાવર, લડવૈયા ને શૂરા છે. દક્ષિણની જાતોમાંથી **તામિલ** ઉદ્યોગી ને સાહસિક છે, હિન્દુઓ ગરીબ, સભ્ય ને પોતાના કુટુંબપર માયા રાખનાર છે, તેઓ નાહિંમત ને અદાલતમાં જવાના ઘણા શોખીન છે: લગ્નમાં અમથો ખરચ કરવાથી ઘણા તો ગરીબજ રહેછે. તેઓ બાળલગ્ન કરેછે જેથી ઘણી ખરાબી થાય છે સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં આવેછે પણ ઘણા સમજુ ને સુધરેલા લોકમાં સ્ત્રી કેળવણીનો વિચાર પ્રસરતો જાયછે. જ્યાંસુધી બધી સ્ત્રીઓ ભણશે નહીં ત્યાં સુધી હિન્દવાસીઓ પુરેપુરા સુધરેલા ને સુખી નહીં થાય. જાતિબંધન એટલું જબરૂં છે કે તેથી સુધારા ને કેળવણીમાં ઘણો અટકાવ થાયછે.

**ભાષા**—હિન્દુસ્તાનમાં આશરે એકસો બોલીઓ બોલાય છે, તેમાં મુખ્ય ભાષા—**સંસ્કૃત**, **દ્રાવિડ** ને **બ્રહ્મી** એ ત્રણ છે. **સંસ્કૃત** ભાષા ઘણું કરીને ઉત્તર હિન્દુસ્તાનમાં બોલાયછે; જેમાંથી **બંગાળી**, ઉર્યા, **હિન્દી**, **ઉર્દુ**, **પંજાબી**, **સિંધી**, **ગૂજરાતી** ને **મરાઠી** બોલીઓ નીકળી છે. **દ્રાવિડ** ભાષા **મદ્રાસ** ઈલાકામાં બોલાય છે, જેમાંથી—**તામિલ**, **કાનડી**, **મલાયલમ**,

તેલંગી, મલબારી ને ગોંડી બોલીઓ નીકળી છે. બ્રાહ્મી ભાષા ઇશાન કોણમાં બોલાયછે. એ સિવાય પરદેશી (યુરોપિઅન), ફ્રેંચ, પોર્તુગીઝ, અંગ્રેજી, ગ્રીક વગેરે ભાષા બોલાયછે.

**વેપાર**—હિન્દુસ્તાનનો પરદેશ સાથે દર વરસે ૧૯૫ કરોડ રૂપિઆનો વેપાર ચાલેછે.

**આયાત**—સુતરાઉ ને ગરમ કાપડ, ધાતુ, સંચા, ખજનો, મદીરા, રેશમ તથા રેશમી કાપડ, કોયલા, તેલ, ચીની વાસણ તથા બીજી ઘણી જાતનો વિલાયતી સામાન.

**નિકાસ**—કપાસ, ઉન, અનાજ, અફીણ, દિવેલીઓ, સણ, ચામડાં, હાડકાં, ગળી, ચાહ, રેશમ સિંધવ, વગેરે. અફીણ ચીન મોકલવામાં આવેછે બીજી બધી જણસો ઘણું કરીને ઇંગ્લાંડ મોકલવામાં આવેછે.

**ધર્મ**—વેદ, શૈવ (શિવ), વૈષ્ણવ, રામાનુજ, જૈન, સિખ, મુસલમાની, ખ્રિસ્તી અને જરથોસ્તી વગેરે છે.

**આગગાડીઓ**—હિન્દુસ્તાનના મોટાં (મુખ્ય) શહેરો આગગાડીથી એકબીજા સાથે જોડાઈ ગયાં છે. આશરે ૧૭૦૦૦ માઇલમાં આગગાડી ચાલેછે, ને ૩૦૦૦ માઇલમાં બંધાય છે. હિન્દુસ્તાનની મુખ્ય આગગાડીઓ-નૉર્થ વેસ્ટર્ન રેલ્વે, રાજપૂતાના ને માળવા રેલ્વે, બૉમ્બે બરોડા રેલ્વે, દક્ષિણ મરાઠા રેલ્વે, ઇસ્ટઇંડિઅન સ્ટેટ રેલ્વે, ગ્રેટ ઇંડિઅન પેનીનસુલા રેલ્વે, મધ્યહિંદ રેલ્વે, અયોધ્યા ને રોહિલખંડ રેલ્વે, પૂર્વ બંગાળા રેલ્વે, નિજામ રેલ્વે, ભાવનગર, ગોંડળ ને પોરબંદર રેલ્વે, એ સિવાય બીજી ઘણી રેલ્વે લાઇનો છે.

**તાર**—હિન્દુસ્તાનમાં આશરે ૩૫૦૦૦ માઇલમાં તારના રસ્તા છે. હિન્દુસ્તાનથી ઇંગ્લાંડ ૧ કલાકમાં તાર મારફતે સંદેશા પહોંચે છે.

**વસુલાત**—રેલ્વેની ઉપજ મળીને હિન્દુસ્તાનની વાર્ષિક વસુલાત ૮૦ કરોડ રૂપિઆની છે, પણ હાલ આયાત માલ પર જકાત પડવાથી ઉપજમાં વધારો થશે.

## હિંદુસ્તાન માંહેલા ૧૮ વિભાગોનાં નામો ત્યાં રહેતા અંગ્રેજ અધિકારીઓના હોદ્દા તથા રાજધાનીનાં શેહેરોનાં નામ નીચે પ્રમાણે છે:—

| વિભાગનાં નામ. | અધિકારીનો હોદ્દો. | રાજધાનીનું શેહેર. |
|---|---|---|
| ૧ બંગાળા ઈલાકો | લેફ્ટેનંટ ગવરનર | કલકત્તા. |
| ૨ આસામ | ચીફ કમિશ્નર | ગૌહતી. |
| ૩ વાયવ્ય પ્રાંતો | લેફ્ટેનંટ ગવરનર | અલ્હાબાદ. |
| ૪ અયોધ્યા | ,, | લખનોર. |
| ૫ પંજાબ | ,, | લાહોર. |
| ૬ રજપૂતસંસ્થાનો | રેસિડંટ | આબુ (સીરોહી). |
| ૭ મધ્ય હિન્દ એજન્સી | ,, | ઇંદોર. |
| ૮ મધ્ય પ્રાંતો | ચીફ કમિશ્નર | નાગપુર. |
| ૯ નિઝામનું રાજ્ય | રેસિડંટ | હૈદરાબાદ. |
| ૧૦ વરાડ | ચીફ કમિશ્નર | અકોલા. |
| ૧૧ મુંબઈ ઈલાકો | ગવરનર સાહેબ. | મુંબઈ |
| ૧૨ મદ્રાસ ઇલાકો | ,, | મદ્રાસ. |
| ૧૩ મ્હૈસૂર | ચીફ કમિશ્નર | બેંગલોર. |
| ૧૪ કુર્ગ | ,, | મરકરા |
| ૧૫ નેપાળ | સ્વતંત્ર રાજા | ખટમંડુ |

| | | |
|---|---|---|
| **૧૬ ભૂતાન** | ,, | **ટાસીસ્યુડન.** |
| **૧૭ ફ્રેંચ સંસ્થાનો** | ગવરનર સાહેબ | **પોંડીશેરી.** |
| **૧૮ પોર્તુગીઝ સંસ્થાનો** | ,, | **ગોવા.** |

## બંગાળા ઈલાકો.

**સીમા**—ઉત્તરે નેપાળ, સિક્કીમ ને **આસામ** પ્રાંત, પૂર્વે **મણિપુર બ્રહ્મદેશ** ને **આરાકાન**ના ડુંગરો છે, દક્ષિણે **બંગાળા**નો ઉપસાગર ને **મદ્રાસ** ઈલાકો, **પશ્ચિમે મધ્યપ્રાંતો**, રેવા ને **વાયવ્ય** પ્રાંતો.

**વિભાગો**—આ ઇલાકાના મુખ્ય ચાર ભાગ થયેલા છે.–૧ શુદ્ધ **બંગાળા**, ૨ **ઓરિસા (ઓઢિઆ)**, ૩ **બહાર**, ૪ **છોટાનાગપુર**.

**ક્ષેત્રફળ**—દેશી રાજ્ય મળીને આ ઈલાકાનું ક્ષેત્રફળ ૧,૯૦,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૭ કરોડ માણસોની છે. અહીંનાં માણસોને **બંગાળી (બાબુ)** કહેછે, તેઓ અંગ્રેજી શીખવામાં આગેવાન છે.

**પર્વત**—હિમાલય છે. **સરોવર—ચીલ્કા.**

**નદીઓ**—ગંગા, જમના, ગોગ્રા, સોણ, કુસી, **ભાગીરથી (હુગલી)**, **બ્રહ્મપુત્રા**, **દામોદરા**, **મહાનદી**, **વૈતરણી** ને **સુવર્ણરેખા**.

**અખાત**—**બંગાળા**નો ઉપસાગર ને **બાલાસોર**નો અખાત.

**ભાષા**—**બંગાળી**, **હિન્દી** ને **ઉર્દુ**.

**વસુલાત**—૨૦ કરોડ રૂપિઆ છે.

**પેદાશ**—**હિન્દુસ્તાન**માં આ ઈલાકો સૌથી વિશાળ ને રસાળ છે, **અહીં ચોખા ઘણા પાકેછે, સરસી, ખાંડ, ગળી, સણ, તમાકુ વગેરે ઘણા**

પાકેછે. રેશમી તથા સુતરાઉ કાપડ ને મલમલ પણ વણાય છે.

**વેપાર**—આ ઇલાકાનો પરદેશ સાથે દર વરસે ૬૦ કરોડ રૂપિઆનો વેપાર ચાલેછે.

**આયાત**—સુતરાઉ, ગરમ ને રેશમી કાપડ, ધાતુ, સંચા, મદીરા, કોયલા તથા પરચુરણ સામાન.

**નિકાસ**—અફીણ, સણ, અનાજ, દિવેલીઓ, કપાસ, ને ઉન વગેરે.

**મોટાં શેહેરો**—કલકત્તા, પાટણા, હોરા, ઢાકા, દારજીલીંગ, ચંદ્રનગર ને કટક વગેરે.

**વિશેષ વર્ણન**—બંગાળામાં આગળ નવાબનું રાજ્ય હતું.

## શુદ્ધ બંગાળા.

**સીમા**—ઉત્તરે નેપાળ ને ભૂતાન, પૂર્વે આસામ ને બ્રહ્મદેશ, દક્ષિણે બંગાળાનો ઉપસાગર, પશ્ચિમે બહાર.

**શેહેરો**—કલકત્તા, હિન્દુસ્તાનની ગાદીની જગ્યા ને મોટું વેપારનું બંદર હુગલી નદીપર છે. તે પેહેલાં નાનું ગામડું હતું, ત્યાંની ઈમારતો ઘણી સારી છે તેથી તેને કોઇકોઇ વાર મહેલાતનું નગર કહેછે. **નુદીઆ ભાગીરથીપર** અગાઉ સંસ્કૃતશાળા સારૂ પ્રખ્યાત હતું. **પ્લાસી હુગલીપર** છે અહીં કલાઇવે ૧૭૫૭માં નવાબ સુરાજાદૌલાને હરાવી આ ફળદ્રુપ દેશ હિન્દી સરકારને જીતી આપ્યો. **મુર્શીદાબાદ ભાગીરથી પર** છે, એ અગાઉ નવાબની રાજધાની હતું. કાસીમબજાર મુર્શીદાબાદની પાસે અગાઉ રેશમી કાપડ સારૂ પ્રખ્યાત હતું. **દારજીલીંગ** ઉતરમાં છે, અહીં

ઠંડી હવાને લીધે યૂરોપિઅનો ઉનાળામાં અહીં રહેઠાણ કરેછે. **ઢાકા** બ્રહ્માપુત્રાપર મલમલ ને સાબુ સારૂ પ્રખ્યાત છે. **ચીતાગાંગ** ચીતાગાંગ નદી ઉપર છે, આ બંદરમાં મોટાં વહાણો બંધાય છે, ત્યાં ડાંગર તથા સાગનાં લાકડાંનો વેપાર ઘણો ચાલેછે. **હુગલી** હુગલી નદીપર છે, કલકતે આવ્યા અગાઉ અંગ્રેજોની અહીં કોઠી હતી. **બર્દવાન** હુગલીની ઉત્તરે છે, અહીં રાજા રહેછે. **ચીન્સુરા** હુગલી પર છે, આ શેહેર અગાઉ ડચને તાબે હતું. **ચંદ્રનગર** ચીન્સુરાની દક્ષિણે ફ્રેંચને તાબે છે. **હોરા** કલકત્તા પાસે ઈલાકામાં મોટું રેલ્વે સ્ટેશન છે. એ સિવાય રાજમહાલ, શ્રીરામપુર, કૃષ્ણનગર, બહેરામપુર, ફરિદપુર, સીરાજગંજ વગેરે છે; એ સિવાય રાણીગંજમાં કોયલાની ખાણો છે.

## ઓરિસ્સા પ્રાંત.

આ પ્રાંત બંગાળાના કિનારાપર છે ને તે લંકા જેવડો મોટો છે.

**નદીઓ**—મહા, બ્રાહ્મણી, વૈતરણી ને સુવર્ણરેખા.

**પેદાશ**—ચોખા ઘણા પાકેછે ને લોઢાની ખાણો કોઇકોઈ ઠેકાણે છે.

**શેહેરો**—**કટક** મહાનદીપર છે, **બાલાસોર** ઉત્તરમાં છે, **જગન્નાથ** (પુરી) જાત્રાનું ઠેકાણું અહીં જગદીશનું મંદીર છે.

## બહાર.

આ પ્રાંત બંગાળા ને વાયવ્ય પ્રાંતોની વચ્ચે છે.

**નદીઓ**—ગંગા, સોણ, ગંડકી, કુસી ને ગોગ્રા.

**શેહેરો**—**પાટણા**, (મૂળ નામ પાટલીપુત્ર) ગંગા પર, અહીં રેશમી કાપડ વણાય છે તથા અફીણ પાકેછે. **ગયા** પાટણાની દક્ષિણે તીર્થનું ઠેકાણું છે; અહીં હિન્દુઓ શ્રાદ્ધ કરવા આવેછે. **ભાગલપુર** ગંગાપર છે.

એ સિવાય મોંગીર, દીનાપુર, દરભંગા બખસર વગેરે નાનાં શેહેરો છે.

## છોટા નાગપુર.

આ પહાડી પ્રાંત બહાર ને મધ્યપ્રાંતોની વચ્ચે છે.

**શેહેરો**—રાંચી ને હજારીબાગ છે.

## બંગાળા ઈલાકાના દેશી રાજ્યો.

સિકીમ, કુચબહાર, ટીપરા, દરભંગા, મણીપુર ને લુશાઈ વગેરે છે.

## આસામ પ્રાંત.

**નદી**—બ્રહ્મપુત્રા.

**પર્વત**—નાગા, જીંટીઆ, ગારો, ખાસ્યા વગેરે છે.

**પેદાશ**—કોયલા, લોઢું, ચુનો, રબર, રેશમ વગેરે. હિન્દુસ્તાનમાં પહેલવહેલી ચાહ અહીં વવાણી હતી. અહીંની ભેંસો વખણાય છે.

**શેહેરો**—ગોહતી કામરૂપમાં છે, સીલહટ, કાચર, સીલચર, ડીબ્રોગઢ વગેરે નાનાં શેહેરો છે.

## વાયવ્ય પ્રાંતો.

**સીમા**—ઉતરે હિમાલય, અયોધ્યા, ને નેપાળ પૂર્વે બહાર, દક્ષિણે રેવા, બુન્દેલખંડ ને ગ્વાલિયર, પશ્ચિમે રજપૂતસંસ્થાનો ને પંજાબ.

**વિભાગો**—આ પ્રાંતના ૭ પોલિટિકલ વિભાગો થયેલા છે. મધ્યે અલ્હાબાદ ને ઝાંસી; પૂર્વે બનારસ ને ગોરખપુર; પશ્ચિમે આગ્રા ને મીરત; ગંગાની ઈશાને રોહિલખંડ ને કમાઉન.

**ક્ષેત્રફળ**—૮૨,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૩૪,૦૦,૦૦૦ માણસની છે, અહીં હિન્દી ને ઉર્દુ બોલીઓ બોલાયછે. **પર્વતો**—હિમાલય ને **શી**વાલીક.

**નદીઓ**—મુખ્ય નદી ગંગા છે; એ સિવાય **જ**મના, **રા**મગંગા, ગોમતી, ગોગરા, સોણ ને ગંડકી એ બધી નદીઓ ગંગાને મળેછે.

**પેદાશ**—હિમાલયના પ્રદેશમાં સૌથી સારી ચાહ થાયછે. એ સિવાય, અનાજ, અફીણ, સરસી, ખાંડ, ગળી, કપાસ, વગેરે.

**શહેરો**—**અ**લ્હાબાદ (પ્રયાગ) ગાદીની જગ્યા તેમજ જાત્રાનું ઠેકાણું ગંગા ને **જ**મનાના સંગમ પર છે. **કા**નપુર ગંગાપર લશ્કરી છાવણી છે, અહીં નાના સાહેબે ૧૮૫૭માં ભારે કતલ ચલાવી હતી. **બ**નારસ (કાશી) જાત્રાનું તેમજ હુન્નરનું ઠેકાણું, અહીં ત્રાંબા પીતળનાં વાસણ ઘણાં સારાં થાયછે. **મી**ર્જાપુર **બ**નારસની પશ્ચિમે છે. **ગાઝી**પુર ગંગા પર છે, તે ગુલાબજળ ને અફીણ સારૂ પ્રખ્યાત છે. **ફ**રૂખાબાદ ગંગા પર છે. **મ**થુરાં કૃષ્ણની જન્મભૂમિ તેમજ જાત્રાનું ઠેકાણું **જ**મના પર છે. **મી**રત ગંગાપર અહીં ૧૮૫૭માં મોટો બળવો ઉઠ્યો હતો. બરેલી **રો**હિલખંડમાં સૌથી મોટું શેહેર છે. **હ**રદ્વાર જાત્રાનું ઠેકાણું હોવાથી ત્યાં મોટો મેળો ભરાયછે. **આગ્રા** **જ**મના પર છે, અહીં **શા**હજહાં બાદશાહે પોતાની બેગમની યાદગીરીમાં તાજમહાલનો સુશોભિત રોજો બંધાવ્યો છે. **ક**નોજ ગંગા પર, અહીં ૧૫૪૦માં **શે**રશાહ પઠાણે **હુ**માયુંનો પરાજય કર્યો હતો. **મો**રાદાબાદ **રા**મગંગા પર છે. એ સિવાય **ચુ**નાર, **ગો**રખપુર, **ઝાં**સી, **વં**દ્રાવન, **અ**લીગઢ, **કો**ઇલ, **સા**હરનપુર, **રૂ**રકી, **આ**લમોરા, **નૈ**નીતાલ, **કે**દારનાથ, **ગો**કુળ, **બ**દ્રિનાથ, **શા**હજહાનપુર, **સી**કરી, **સી**કંદ્રા, **ફ**તેહપુર, વગેરે નાનાં શેહેરો છે.

**મુખ્ય સુખાકારીનાં સ્થળો**—દહેરા, લેનદુર, ને **મસુરી.**

**દેશી રાજ્યો**—કાશી, **રામપુર** ને **ગારવાલ**ના છે.

**વિશેષ વર્ણન**—પેહેલાં આ પ્રાંતને **આગ્રા** ઈલાકો કહેતા; ઈ. સ. ૧૮૭૭માં **અયોધ્યા** પ્રાંત પણ આમાં ભેળી દીધો છે.

## અયોધ્યા પ્રાંત.

આ પ્રાંત **નેપાળ** ને **ગંગા**ની વચ્ચે છે.

**ક્ષેત્રફળ**—૨૪,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૧,૨૫,૦૦,૦૦૦ માણસની છે. અહીં **હિન્દી** ને **ઉર્દુ** બોલીઓ બોલાયછે.

**પેદાશ**—આ દેશ ઘણો રસાળ છે. ઘઉં, દિવેલીઆ, ખાંડ, ગળી, ને કપાસ વગેરે થાયછે.

**વિભાગો**—આ પ્રાંતના ચાર ભાગ થયેલા છે. મધ્યે **લખનોર**, દક્ષિણે **રાયબરેલી**, પૂર્વે **ફૈઝાબાદ ગોગરા** પર છે. **અયોધ્યા ગોગરા**ને કાંઠે **રામચંદ્રજી**ની રાજ્યધાની હતું. એ સિવાય **સુલતાનપુર**, **રાયબરેલી**, **સીતાપુર**, **પ્રતાપગઢ** વગેરે છે.

## પંજાબ.

**સીમા**—ઉત્તરે **કાસ્મિર**, પૂર્વે **જમના**, દક્ષિણે **રજપૂતસંસ્થાનો**, પશ્ચિમે **સુલેમાન** પર્વત છે.

**પ્રાંતો**—**લાહોર**, **જલંદર**, **દિલ્હી**, **દેરાજાત**, **પેશાવર** ને **રાવલપીંડી.**

**ક્ષેત્રફળ**—૧,૧૧,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૨,૧૦,૦૦,૦૦૦ માણસની છે. વસ્તીનો મુખ્ય ભાગ

**સીખ** છે, તેઓ હઠીલા, શૂરા ને લડવૈયા છે. અહીં **પંજાબી, ઉર્દુ** ને **પુસ્તુ** ભાષા બોલાય છે,

**ધર્મ**—**સિખ, હિંદુ, મુસલમાની ને ખ્રિસ્તી** છે.

**શબ્દાર્થ**—પંચ=પાંચ+આબ=પાણી=પાંચ નદીઓવાળો **પ્રદેશ.**

**પર્વતો**—કારાકોરમ, **મી**ઠાના ડુંગરોની હાર ને **શી**વાલીક.

**નદીઓ—સિંધુ, સતલજ, બી**આસ, **રા**વી, **ચી**નાબ ને **જેલમ** વગેરે છે. **પેદાશ**—ઘઉં, ચણા, ઘઉં, તલ, તમાકુ, સિંધવ, બાજરો, વગેરે

**હવા**—ઉનાળામાં ગરમી પડેછે ને શિઆળામાં હિન્દુસ્તાન **માંહેલા** સઘળા દેશો કરતાં વધારે ઠંડી પડેછે.

**સરોવર**—**મા**નસબલ, દલ ને વૂલર કાશ્મિરમાં છે.

**દુઆબ**—સૌથી મોટો **સિં**ધસાગર દુઆબ છે. **જેચ** દુઆબ **જે**લમ ને **ચી**નાબની વચ્ચે છે, **રચ**ના દુઆબ **ચી**નાબ ને **રા**વીની વચ્ચે **બારી** દુઆબ **રા**વી ને **બી**આસની વચ્ચે, જલંદર દુઆબ **બીઆસ** ને **સ**તલજની વચ્ચે છે.

**શેહેરો**—**લા**હોર **રા**વી નદી પર ગાદીની જગ્યા, અહીં **ર**ણજીતસિંહ-ની દેવડી તેમજ સારી સારી ઈમારતો છે. **અ**મૃતસર **રા**વી ને **બી**આસની વચ્ચે છે, અહીં સુતર, રેશમ, ને શાલનાં કારખાનાં તથા નાનકનું મંદીર છે. **લુ**ધીઆના **સ**તલજ પર અહીં શાલનાં કારખાનાં છે. **અં**બાલા **સ**તલજ ને જમનાની વચ્ચે લશ્કરી મથક છે. દિલ્હી જમના પર **પંજાબ**માં સૌથી મોટું શેહેર છે, અહીં કુતુબ મિનારો, કુતુબ મસ્જીદ વગેરે સારી સારી ઈમારતો છે. **મુ**લતાન **ચી**નાબ પર લશ્કરી મથક **તેમજ** કારખાનાવાળું શેહેર છે. **અ**ટક કાબુલ ને **સિં**ધુ નદીના **સંગમ**

પર છે. **પેશાવર** ખૈબરઘાટ પર મોટું લશ્કરી મથક છે. એ સિવાય **બીન**મીર, ગોવિંદગઢ, **જલંદર**, **કાંગ્રા**, **નગરકોટ**, **થાણેશ્વર** (કુરૂક્ષેત્ર), **પાણી**પત, ડેરાઈસમાઈલખાંન ડેરાગાઝીખાન, **મીથનકોટ**, **રાવલપીંડી**, ગુજરાત, **ચીલીઅનવાલા**, વગેરે છે.

**સુખાકારીનાં સ્થળો**—સિમલા હિમાલય પાસે. અહીં શીતળ હવા ને લીધે હિન્દુસ્તાનનો વાઈસરૉય વરસમાં ઘણા મહીના મુકામ કરેછે. એ સિવાય મરી ને ડેલહૌસી છે.

## દેશી રાજ્યો.

### ૧ કાશ્મિર.

**વિભાગો**—કાશ્મિર, **લાડક** ને જમુ.

આ દેશના કારખાનામાં ઘણીજ સારી શાલો બનેછે.

**પર્વતો**—હિમાલય ને કારાકોરમ. **નદીઓ**—સિંધુ ને જેલમ.

**સરોવરો**—**માન**સાબલ, દલ ને વૂલર.

**શેહેરો**—**શ્રી**નગર **જેલમ** પર આખા પ્રાંતની રાજધાની છે. **લેહ** **લાડ**કની રાજધાની છે. એ સિવાય કાશ્મિર, જામુ ને ઇસલામબાદ છે.

**રાજ્ય**—આ દેશમાં રજપૂત રાજા રાજ્ય કરેછે તેને મહારાજા કહેછે.

### ૨ ભાવલપૂર.

**શેહેરો**—**ભાવલપૂર** **ઘારા** નદી પર છે. એ સિવાય **ઊંચ** ને અહમદપુર છે. **રાજ્ય**—મુસલમાન નવાબનું રાજ્ય છે.

## ૩ પતિઆલા તથા બીજાં સીખ રાજ્યો.

પંજાબનાં સીખ રાજ્યોમાં **પતિઆલા**નું રાજ્ય સૌથી મોટું છે. એ સિવાય **ઝીંદ**, **નાભા**, કપુરથલા, **મંડી**, **ફરીદકોટ** વગેરે રાજ્યો તથા શેહેરો છે. **ચામ્બા** ને **બુસાહીર** એ પહાડી દેશી રાજ્યો ઘણા ફળદ્રુપ છે.

## રજપૂત સંસ્થાનો.

રજપૂત સંસ્થાનો **સિંધ**ની પૂર્વે ને **પંજાબ**ની દક્ષિણે છે. આ સંસ્થાનોનો વિસ્તાર **મુંબઇ** ઇલાકા કરતાં પણ વધારે છે.

**વિભાગ**—આ સંસ્થાનના ૧૮ વિભાગ થયેલા છે. ઉત્તરે **બીકાનેર** ને **અલવર**, પૂર્વે કિશનગઢ, જયપુર, **ભરતપુર**, **ધોળપુર**, **કીરોલી** ને **ટોંક**, દક્ષિણે બુન્દી, કોટા, **ઝાલાવાડ** (ઝાલરાપટ્ટણ), **પ્રતાપગઢ**, **વાંસવાડા**, ડુંગરપુર, **મેવાડ** (ઉદેપુર), **સિરોહી**, પશ્ચિમે **જોધપુર** (મારવાડ) ને **જેસલમીર**.

**મુસલ** નવાબને તાબે **ટોંક**નું સંસ્થાન છે. **જાટ**ને તાબે **ભરતપુર** ને **ધોળપુર**નાં સંસ્થાનો છે; બાકીનાં ૧૫ સંસ્થાનો રજપૂત રાજાઓને તાબે છે.

**ક્ષેત્રફળ**—૧૩૦૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૧,૨૦,૦૦,૦૦૦ વસ્તીનો મુખ્ય ભાગ રજપૂત છે. તેઓ શૂરા અને લડવૈયા, ને અફીણી છે.

**પેદાશ**—ઘઉં, બાજરો, અફીણ, સોનું, ત્રાંબુ આરસપહાણ, વગેરે.

**પર્વતો**—**અરવલી**, રજપૂતસંસ્થાનોના બે ભાગ કરેછે. એનું મુખ્ય શિખર **આબુ** છે, ત્યાં સારી ને સુખાકારી ભરેલી હવાને લીધે પોલિટિકલ

એજંટ ઘણા વખત સુધી મુકામ કરેછે. વળી ત્યાં જૈન ધર્મીઓનાં સુશોભિત મંદીરો છે. **રણ**—**થર**પારકરનું.

**નદીઓ—સાબરમતી, મહી, લુણી, બનાસ, ચંબલ ને બેટવા.**

**સરોવર—સાં**બર એ સરોવરમાં મીઠું પાકેછે. ઢેબર સરોવર મીઠું છે ને તેમાંથી સાબરમતી વહેછે.

**સંસ્થાનોનાં મુખ્ય શેહેરો—જો**ધપુર (મારવાડ)નુ સંસ્થાન **રજ**પૂતસંસ્થાનોમાં સૌથી મોટું છે, એનું મુખ્ય શેહેર **જો**ધપુર છે. **જ**યપુર **ઇ**શાને છે, એ રજપૂતસંસ્થાનોમાં સૌથી દ્રવ્યવાન ને ધાડી વસ્તીવાળું સંસ્થાન છે, મુખ્ય શેહેર **જ**યપુર ત્યાંના ઘરોની બાંધણી ઘણી સારી છે,ને ત્યાં સારાં સારાં ચિત્ર થાયછે. **ઉ**દેપુર (**મે**વાડ) **અ**જમેરની દક્ષિણે છે, એનું મુખ્ય શેહેર ઉદેપુર એ મહારાણા ઉદયસિંહનું વસાવેલું છે; અહીં તેનો સુ-શોભિત મહેલ છે. **ચી**તોડ પ્રાચીન ગાદીની જગ્યા ઈશાને છે. **વિ**કાનેર **વિ**કાનેર સંસ્થાનની ગાદીની જગ્યા પશ્ચિમે છે, અહીંની સાંઢણીઓ વખણાય છે. **જે**સલમીર, **જે**સલમીર સંસ્થાનની ગાદીની જગ્યા પશ્ચિમે, અહીં કુવા ૨૦૦થી ૩૦૦ ફીટ ઉંડા હોયછે. **ભ**રતપુર, **ભ**રતપુર સંસ્થાનની ગાદીની જગ્યા **આ**ગ્રાની પશ્ચિમે છે, આ શેહેરનો કિલ્લો ઘણો મજબૂત હતો. **સિ**રોહી **જો**ધપુરની દક્ષિણે છે, અહીંની તલવાર વખણાય છે. **પુ**ષ્કરજી **જ**યપુરથી ચાર માઇલ છેટે છે, ત્યાં બ્રહ્માનું મોટું દેરૂં છે. **ડું**ગરપુરની મૂર્તિઓ વખણાય છે. એ સિવાય **બુ**ન્દી, **કો**ટા, **કી**રોલી, **કિ**શનગઢ, **અ**લવડ, **વાં**સવાડા, **પ્ર**તાપગઢ, **ઝા**લરાપટ્ટણ, **ધો**ળપુર, **ટાં**ક, **ન**સીરાબાદ, **દી**ગ, **પા**લી, **માં**ચેરી, **શી**કાવતી વગેરે છે. **અ**જમેર સંસ્થાન અંગ્રેજ **સ**રકારને તાબે છે, એનું મુખ્ય શેહેર **અ**જમેર છે.

# મધ્ય હિન્દ એજન્સિ.

**શબ્દાર્થ**—મધ્ય=વચલો + હિન્દ=હિન્દુસ્તાન + એજન્સિ=ઈલાકો.

એમાં ૭૧ દેશી રાજ્યો છે જેઓ એકએકથી સ્વતંત્ર છે, પણ તેઓ અંગ્રેજ સરકારની આજ્ઞા માનેછે.

**વિભાગો**—પૂર્વે રેવા ને બુન્દેલખંડ, ઉત્તરે ગ્વાલિયર અથવા સિંધિઆનું રાજ્ય. દક્ષિણે ભોપાળ ઇન્દોર અથવા હોલકરનું રાજ્ય.

**ક્ષેત્રફળ**—૭૫,૦૦૦ ચોરસ માઇલ છે. **વસ્તી**—૧,૦૦,૦૦૦૦.

**નદીઓ**—ચંબલ, બેટવા, **ક્ષી**પ્રા, **ન**ર્મદા, **ને સો**ણ.

**પર્વતો**—કૈમુરના ડુંગરો.

**સિંધિઆનું રાજ્ય**—ગ્વાલિયર ગ્વાલિયર સંસ્થાનની ગાદીની જગ્યા છે. ઉજ્જન **ક્ષી**પ્રા નદી પર, એ રાજા **વિ**ક્રમની રાજધાની હતું. અહીં નદીની વચ્ચે મહાકાળેશ્વરનું મંદીર છે **મો**રાર ને **ની**મકમાં લશ્કરી છાવણી છે. **ચં**દેરી, **ભી**લ્સા, **મં**દેસર ને દત્તા વગેરે નાનાં શેહેરો છે.

**હોલકરનું રાજ્ય**—આ રાજ્ય **ન**ર્મદાની બન્ને બાજુએ છે, અહીં અફીણ ઘણું પાકેછે.

**શેહેરો**—ઇન્દોર રાજ્યધાનીનું શેહેર **વિં**ધ્યાચળની ઉત્તરે છે. **માહુ** ઈન્દોર પાસે લશ્કરી છાવણી છે, એ સિવાય **નિ**માડ ને **મં**ડળેશ્વર છે.

**ભોપાળનું રાજ્ય**—**ન**ર્મદાની ઉત્તરે મુસલમાન બેગમને તાબે છે.

**શેહેરો**—**ભો**પાળ ગાદીની જગ્યા છે, **સિ**હોર **ભો**પાળની પશ્ચિમે છે, અહીં પોલિટિકલ એજંટ રહેછે. એ સિવાય **રા**યસેનનો કિલ્લો છે.

**બુન્દેલખંડ**—બુન્દેલ રજપૂત રાજ્ય સ્થાપનાર હોવાથી તે બુન્દેલ

ખંડ કહેવાય છે. તેમાં **મુખ્ય શેહેરો**–તહેરી, કાલેંજર, પન્ના છતરપુર વગેરે છે.

**રેવા**—રેવાનું સંસ્થાન મધ્ય હિન્દ એજન્સીમાં બીજે નંબરે છે, ત્યાં કીમતી ખાણો ને જંગલો છે. **મુખ્ય શેહેર**–રેવા છે.

**નાનાં રાજ્યો**–ધાર ભોપાળની પશ્ચિમે ભોજરાજાની રાજધાની હતી. રતલામનું અફીણ વખણાયછે. એ સિવાય જાવડા, જાંબુઆ ને અલીરાયપુર છે.

## મધ્ય પ્રાંતો.

**સીમા**—ઉત્તરે બુન્દેલખંડ ને વાયવ્ય પ્રાંતો, પશ્ચિમે ભોપાળ, ઇન્દોર ને ખાનદેશ, દક્ષિણે હૈદરાબાદ ને વરાડ, પૂર્વે મદ્રાસ ઈલાકો ને બંગાળા છે.

**વિભાગો**—દક્ષિણે નાગપુર તાલુકો, ઉત્તરે જબલપુર તાલુકો, પૂર્વે છત્તીસગઢ તાલુકો, ને પશ્ચિમે નર્મદાનો પ્રદેશ છે.

**ક્ષેત્રફળ**—૮૬,૦૦૦ ચોરસ માઇલ છે. **વસ્તી**—૧,૧૦,૦૦,૦૦૦.

**ઇતિહાસ**—એ ઘણો વિશાળ પ્રાંત છે. આ પ્રાંતનો થોડો ભાગ ૧૮૧૦માં ને બાકીનો ૧૮૫૩માં નાગપુરનો રાજા બીનવારસ મરી જવાથી અંગ્રેજ સરકારને મળ્યોછે.

**પર્વતો**—સાતપુડા, વિંધ્યાચળ, પંચમહારીના તથા મહાદેવના ડુંગરો.

**નદીઓ**—વાર્ધા, વેનગંગા, પ્રાણહીતા, નર્મદા, તાપી ને મહા વગેરે.

**પેદાશ**—કોયલા ઘણે ઠેકાણે મળેછે. વાર્ધાની ખીણમાં કપાસ

પાકેછે. **વેનગંગાના** પ્રદેશમાં ચોખા ઘણા પાકેછે. **છતીસગઢમાં** ઘઉં ઘણા ને સારા થાયછે.

**શેહેરો**—**નાગપુર** ગાદીની જગ્યા **નાગનદી** પર છે, અહીં રેશમી કિનારીનાં ધોતીઆં સારાં થાયછે. **હીંગણઘાટ** **નાગપુરની** દક્ષિણે છે, અહીંનું રૂ વખણાય છે. **જબલપુર** **નર્મદા** નદી પર, અહીં મોટી હુન્નરશાળા છે. **સાગર** ને **કામ્પટીમાં** લસ્કરી છાવણી છે. એ સિવાય **સીતાબુલ્દી**, **નરસીંગપુર**, **હુસંગાબાદ**, **આસીરગઢ**, **રાયપુર**, **ચંદા**, **ખંડવા**, **વિલાસપુર** વગેરે. **બુરાનપુર** **તાપી** નદીને કાંઠેછે, અહીંનાં શેલાં વખણાય છે. **સંબલપુર** **મહા** નદી પર, અહીંના હીરા વખણાયછે.

## દેશી રાજ્ય.

**બુસ્તર** એનું મુખ્ય શેહેર **બુસ્તર** (જગદલપુર) **ઇંદ્રાવતી** નદી પર છે.

## નિજામનું રાજ્ય.

ખંડીઆ દેશી રાજ્યોમાં **નિજામનું** રાજ્ય સૌથી મોટું છે.

**સીમા**—ઈશાને **મધ્ય** પ્રાંતો, દક્ષિણે **મદ્રાસ** ઈલાકો, ને પશ્ચિમે મુંબઈ ઈલાકો.

**ક્ષેત્રફળ**—આ રાજ્યનો વિસ્તાર મધ્યપ્રાંતો જેટલોજ છે.

**નદીઓ**—**પેનગંગા**, **ગોદાવરી**, **કૃષ્ણા**, **તુંગભદ્રા**, **મુસી**, **ભીમા**, **પ્રાણહિતા** વગેરે.

**પેદાશ**—અનાજ, કપાસ (રૂ), દિવેલીઆં વગેરે.

**શેહેરો**—**હૈદરાબાદ** એ રાજધાનીનું શેહેર **મુસી** નદી પર છે. **સીકંદરાબાદ** ને **બોલારમમાં** લસ્કરી છાવણી છે. **ગોવળકોંડા** **કૃષ્ણા** પર

હીરા સારૂ પ્રખ્યાત હતું. **ઔરંગાબાદ** **ઔરંગજેબનું** પ્રિય રહેઠાણ ગોદાવરી પર છે. **દોલતાબાદ** (દેવગીરી) **ઔરંગાબાદ** પાસે છે. **વરંગુળ** **હૈદરાબાદની** ઈશાને પ્રાચીનકાળમાં **તેલંગાના** નામના હિન્દુ રાજ્યની રાજધાની હતું. એ સિવાય **પૈંઠણ**, **નાંદેડ**, **બીદર**, **ગુલબર્ગા**, **રાયચુર**, **અસાઈ** **જાલના**, **અજન્ટા** ને **કલ્યાણ** વગેરે.

## વરાડ.

**વરાડ** પ્રાંત **મધ્ય** પ્રાંતોની પશ્ચિમે છે. એ પ્રાંતનું રૂ વખણાયછે.

**ક્ષેત્રફળ**—૧૭,૭૦૦ ચોરસ માઇલ છે. **વસ્તી**—૨૫,૦૦,૦૦૦ છે.

**નદીઓ**—પેનગંગા ને પૂર્ણા. **સરોવર**—લુનાર એ ખારૂં છે.

**ભાષા**—મુખ્ય બોલી મરાઠી છે.

**પેદાશ**—કોયલા ને રૂ. આ પ્રાંતનું રૂ વખણાયછે.

**શેહેરો**—**અકોલા** ને **ઉમરાવતી** એ રૂના મુખ્ય મથક છે. ઇલિચપુર ઉત્તરે છે. **ખામગામ** **અકોલાની** પશ્ચિમે રૂનું મથક છે. **ગાવીલગઢ** ઇલિચપુરની પશ્ચિમે છે, અહીં ડુંગર પર મોટો કિલ્લો છે. **આરગામ** **અકોલાની** વાયવ્યે અહીં **વેલસલી** સાહેબે મરાઠાઓને ૧૮૦૩માં હરાવ્યા હતા.

## મુંબઈ ઈલાકો.

**સીમા**—ઉત્તરે **બલુચિસ્તાન** ને **રજપૂત** સસ્થાનો, પૂર્વે **મધ્ય** પ્રાંતો ને **નિઝામનું** રાજ્ય, દક્ષિણે **મ્હેસુર** પ્રાંત, પશ્ચિમે **અરબી** સમુદ્ર ને બલુચિસ્તાન છે.

**વિભાગો**—આ ઈલાકાના પાંચ વિભાગ થયેલા છે. **સિંધ**, **કચ્છ**, **ગૂજરાત**, **મહારાષ્ટ્ર**, (એમાં દક્ષિણ ને કોકણ છે) દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તર **કાનડા**.

**ક્ષેત્રફળ**–૨૫,૦૦૦ ચોરસ માઇલ છે. **વસ્તી**–૧,૯૦,૦૦,૦૦૦ છે.

**ભાષા**—સિંધમાં સિંધી, કચ્છમાં કચ્છી, ગૂજરાતમાં ગૂજરાતી ને મહારાષ્ટ્રમાં મરાઠી તથા કાનડી ભાષા બોલાય છે.

**હવા**—ઘણો વરસાદ પડવાથી હવા શાંત રહેછે. સિંધ દેશ સૂકો છે.

**પર્વતો**—હાલા સહ્યાદ્રિ, સાતપૂડો, પબ, ગિરનાર, શેત્રુંજો, આબુ, આરાસુર, પાવાગઢ, તારીંગા ને ચાંદવડ વગેરે છે.

**નદીઓ**—સિંધુ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, ગોદાવરી ને કૃષ્ણા.

**અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**બેટો**—મુંબઈ, બેટ સંખોદ્ધાર, દીવ, વસઈ, ધારાપુરી ને સાષ્ટી.

**દ્વિપકલ્પ**—કાઠિયાવાડ.

**ભૂશીર**—માંજ, દીવ, જગતપોઇંટ વગેરે.

**ધર્મ**—હિન્દુ, મુસલમાની, જરથોસ્તી (પારસીનો) ખ્રિસ્તી વગેરે.

**પેદાશ**—અનાજ, રૂ, નાળીએર ને સાગનાં લાકડાં.

**વસુલાત**—આ ઈલાકાની વાર્ષિક વસુલાત ૧૩ કરોડ રૂપિઆ છે.

**વેપાર**—મુંબઈ બંદરનો દર વરસે પરદેશ સાથે ૮૫ કરોડ રૂપિઆનો વેપાર ચાલેછે.

**આયાત**—સુતરાઉ, ગરમ ને રેશમી કાપડ, ધાતુ, સંચા, કોયલા, મદીરા ને વિલાયતી સામાન.

**નિકાશ**—કપાસ, ઉન (પશમ), અફીણ, દિવેલીઆ, અનાજ વગેરે.

**દેશી રાજયો**—ખેરપુર સિંધમાં છે; કચ્છ, ગૂજરાતમાં કાઠિયાવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, સુરત એજન્સિ, ગાયકવાડ ને

ખંભાત સંસ્થાન, કોકણમાં જવાર, જંજીરા ને **સાવંતવાડી**, દક્ષિણમાં **ખાનદેશ** એજન્સિ, **પેંઠ**, **સતારા** જાગીર, (ભોર, ફલટણ વગેરે) **અને** **અક્કલકોટ**. દક્ષિણ **મહારાષ્ટ્રમાં** **કોલ્હાપુર**, **સાંગલી** જમખીંડી (દક્ષિણ મરાઠા જાગીર) ને **સાવનુર**.

**મોટાં શેહેરો**—મુંબઈ, કરાચી, પુના, **અમદાવાદ**, સુરત, વડોદરા, **ભૂજ**, **માંડવી**, **ભરૂચ**, ખંભાત, પાલણપુર, ડિસા, ઇડર, **ગોધરા**, **ભાવનગર**, જુનાગઢ **નવાનગર**, **રાજકોટ**, વઢવાણ, દમણ, **થાણા**, **જંજીરા**, રત્નાગીરી, **સાવંતવાડી**, ધુલીઆ, **નાશિક**, **સતારા**, **સોલાપુર**, **બેલગામ**, **અક્કલકોટ**, **કોલ્હાપુર**, **ધારવાડ** ને **ગોવા** વગેરે.

**મોટાં બંદરો**—મુંબઈ, કરાચી ને કારવાડ.

## સિંધ પ્રાંત.

**ઇતિહાસ**—આ પ્રાંત ઈ. સ. ૧૮૪૩માં અંગ્રેજ સરદાર **સર** ચાર્લસ નેપીયરે મીરો પાસેથી જીત્યો છે.

**જીલ્લા**—કરાચી જીલ્લો, હૈદરાબાદ, શિકારપુર, થરપારકર ને ઉપલી સરહદનો મુલક (જેકબાબાદ).

**વસ્તી**—૨૦,૦૦,૦૦૦ માણસની છે, મુખ્ય રહેવાસી **સિંધી છે.**

**ભાષા**—સિંધી ને બલોચી. **પર્વત**—હાલા ને પબ.

**નદીઓ**—સિંધુ તેમાંથી ઘણી નેહેરો ખોદેલી છે.

**દેશી રાજ્યો**—ખેરપુર.

**હવા**—આ દેશની હવા ગરમ છે. સિંધુ નદીપરથી આ દેશને **સિંધ** કહેછે.

**પેદાશ**—અનાજ, કપાસ ને દિવેલીઆ વગેરે. આ દેશમાં **થોડો** વરસાદ પડેછે તેથી ખેતીનો મુખ્ય આધાર **સિંધુ** નદી પર છે.

**ભૂશીર—માંજ.** **બેટ—મનોરા.**

**શેહેરો**—કરાચી એ સિંધમાં સૌથી મોહું શેહેર ને વેપારનું મુખ્ય બંદર છે. હૈદરાબાદ મીરના વખતમાં ગાદીની જગ્યા હતું, અહીં **ઘણી** જાતનું ભરત કામ થાય છે. **શિકારપુર સિંધુ**ની પશ્ચિમે વેપારનું મથક છે. ઉમરકોટ **અકબર**ની જન્મભૂમિ **થર**પારકરની રાજધાની છે. એ સિવાય **જેક**બાબાદ, ઠઠ્ઠા, **સક્કર**, **બક્કર**, **રોહડી**, **લાડ**ખાના, **સેવાન**, **કોટ્રી**, **શાહ**બંદર, **મિઆણી**, **ખૈર**પુર, ટંડાઅલાયાર, ટંડામહમદખાન. **ગોટકી**, **બદીણા**, વગેરે.

## કચ્છ પ્રાંત.

આ પ્રાંતની ઉત્તરે તથા પૂર્વે રણ છે, દક્ષિણે **અ**ખાત છે, ને પશ્ચિમે **અરબી** સમુદ્ર છે.

**ઈતિહાસ**—આ પ્રાંતના રાજાને **રાવ** કહેછે, તે જાડેજા **રજપૂત** છે. **આ** પ્રાંતના પોલિટિકલ એજંટની છાવણી **ભૂજ**માં રહેછે.

**ભાષા**—આ દેશના લોકો કચ્છી તથા ગૂજરાતી ભાષા બોલેછે. આહીંના વતનીઓ લાંબો વખત દૂર દેશાટન કરેછે.

**અખાત**—કચ્છનો. **રણ**—કચ્છનું.

**પર્વતો**—**કાળો**, **નનામો**, **ધીણો**ધર, વગેરે છે.

**પેદાશ**—અનાજ, કપાસ, વગેરે.

**નદીઓ—નાગમતી, ખારી, રૂકમાવતી**, કનકાવતી વગેરે નાની **નદીઓ છે.**

**વિભાગ**—આ પ્રાંતના ૮ તાલુકા થયેલા છે. **રાપર** તાલુકો, **ભચાઉ** તાલુકો, **અંજાર** તાલુકો, **ભૂજ** તાલુકો, **અબડાસા** તાલુકો, **મુંદ્રા** તાલુકો, **માંડવી** તાલુકો ને **લખપત** તાલુકો.

**શેહેરો**—**ભૂજ**, એ રાજધાનીનું શેહેર મધ્ય ભાગમાં છે. ઈ. સ. ૧૮૧૯માં ધરતીકંપથી આ શેહેરનો લગભગ નાશ થઇ ગયો હતો. એ સિવાય **માંડવી**, **અંજાર**, **મુંદ્રા**, **લખપત**, **જખૌ**, **તેરા**, **કોઠારા**, **તુણા**, **કંથકોટ**, **નારાણસરોવર**, **કોટેશ્વર**, **ફરાંધી** વગેરે છે.

**બંદરો**—**માંડવી**, **મુંદ્રા**, **લખપત**, **જખૌ**, **તુણા**, **અંજાર**, **કોટેશ્વર**.

## ગૂજરાત.

**સીમા**—ઉત્તરે કચ્છનું રણ ને આબુ, પૂર્વે **માળવા**, **ખાનદેશ** ને **સાતપૂડો**; દક્ષિણે **થાણા** જીલ્લો ને **અરબી** સમુદ્ર, ને પશ્ચિમે **કચ્છનો** અખાત અને **અરબી** સમુદ્ર છે.

**વિભાગો**—આ પ્રાંતમાં આઠ મોટાં દેશી રાજ્ય છે. ૧ **કાઠિયાવાડ** એજન્સિ, એમાં ઘણાં નાનાં રાજ્ય છે. ૨ **પાલણપુર**, ૩ **મહિકાંઠા** એજન્સિ, ૪ **રેવાકાંઠા** એજન્સિ, ૫ **ગાયકવાડી** સંસ્થાન, ૬ **ખંભાત** સંસ્થાન ૭ **પંચમહાલ** એજન્સિ, અને **સુરત** એજન્સિ; તથા આ પ્રાંતના અંગ્રેજ રાજ્યના પાંચ જીલ્લા થયેલા છે—**સુરત**, **ભરૂચ**, **ખેડા**, **પંચમહાલ** ને **અમદાવાદ**.

**વસ્તી**—૭૫,૯૪,૭૭૫. આ દેશના રહેવાસીઓને ગૂજરાતી કહેછે. તેઓ ગૂજરાતી ભાષા બોલેછે.

**પર્વતો**—**સાતપુડો**, **વિંધ્યાચળ**, **આબુ**, **પાવાગઢ**, **ગીરનાર** ને

ગેરે.

**દીઓ**—**નર્મદા, તાપી, મહી, સાબરમતી, શેત્રુંજી, સરસ્વતી,** ...ક, **મચ્છા, સેઢી, કીમ, ખારી, હાથમતી ઢાઢર ને આજી વગેરે.**

**ખાત**—ખંભાતનો અખાત ને કચ્છનો અખાત.

**બેટ**—દીવ, **પીરમ**, અને બેટ **સંખોદ્ધાર.**

**પેદાશ**—ઘઉં, બાજરો, જુવાર, ડાંગર, રૂ, અનેક જાતનાં કઠોળ, ...રડી, ગળી, તુવેર, કોદરા, બાવટો, નાગલી, મકાઇ, મહુડાં, તમાકુ, આદુ, કંદ વગેરે.

**આયાત**—સુતરાઉ, ગરમ ને રેશમી કાપડ, વિલાયતી સામાન, સંચા ને મદીરા. **નિકાસ**—અનાજ, રૂ, ઉન, દિવેલીઆ, વગેરે.

**પ્રાચીન રાજ્યધાનીઓ**—દ્વારિકાં, વલ્લભીપુર, પંચાસર, **અણ**-હિલવાડપાટણ વગેરે. અર્વાચીન રાજ્યધાની **અમદાવાદ** અથવા **વડોદરા.**

**ફીરંગીના તાલુકા**—દીવ ને દમણ.

**હબશીનો તાલુકો**—**જાફરાબાદ.**

**શેહેરો**—**અમદાવાદ** એ **સાબરમતી** નદીપર છે, અહીં સારી સારી ઈમારતો છે. **સુરત તાપી** નદીપર વેપારનું મથક હતું, અહીં અંગ્રેજો એ ૧૬૧૨માં કોઠી નાખી હતી. **વડોદરા વિશ્વામિત્રી** (મહી) નદીપર અહીં મહારાજા શિઆજીરાવ ગાયકવાડનો સુશોભિત તથા જોવા લાયક મેહેલ છે. **ભરૂચ નર્મદા** નદીપર રૂના વેપારનું મથક છે. **ભાવનગર જુનાગઢ, રાજકોટ, નવાનગર, પોરબંદર, ગોંડળ, મોરબી,** વગેરે કાઠિયાવાડમાં જોવા લાયક શેહેરો છે. એ સિવાય **નડીયાદ, ખેડા**

ગોધરા, ડીસા, પાલણપુર, સાદરા, પાટણ, ઇડર, ખંભાત, ધરમપુર ને લુણાવાડા વગેરે છે.

## ઉત્તર મહારાષ્ટ્ર.

### ૧ દક્ષિણ.

**જીલ્લા**—ખાનદેશ (ધુળીઆ), નાશીક, અહમદનગર, ( સતારા ને સોલાપુર.

**દેશી રાજ્યો**—પેંઠ સંસ્થાન, ખાનદેશ એજન્સિ (દાંગનો દેશ, સુળગણાનો દેશ અને મહેવાસી પરગણા) સતારા જાગીર, (ભોર, ફલટણ ઔંદ ને જત) ને અક્કલકોટ સંસ્થાન.

**નદીઓ**—તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, સીના, નીરા, મૂળામૂઠા વગેરે.

**પર્વતો**—સાતપૂડા, સહ્યાદ્રિ ને ચાંદવડ.

**ભાષા**—મરાઠી ને કાનડી.

**શેહેરો**—ધુળીઆ ખાનદેશનું મુખ્ય શેહેર છે. પુના અહમદનગરની દક્ષિણે પેશ્વાની રાજ્યધાની હતું, ને મોહું લશ્કરી મથક છે. સતારા મરાઠાની ગાદીની જગ્યા પશ્ચિમે છે. સોલાપુર પુનાની પૂર્વે વેપારનું મથક છે, અહીં કાપડના સંચા છે. મહાબળેશ્વર વાયવ્યે છે, અહીં શીતળ ને સુખાકારી ભરેલી હવાને લીધે મુંબઈનો ગવરનર તથા કાઠિયાવાડના રાજા ઉનાળામાં મુકામ કરેછે. અહમદનગર આગળ મુસલમાન બાદશાહની રાજ્યધાની હતું, હાલ અંગ્રેજને તાબે સીના નદી પર છે. નાશીક, ત્ર્યંબક, ને પંઢરપુર વગેરે જાત્રાનાં સ્થળો ગોદાવરી નદી પર છે. એ સિવાય

પાટણ, ઐાંદ, જત, પુરંધર, ખંડાળા, કોરેગામ, આસ્ટી વગેરે.

## કોંકણ.

નદીઓ—અંબા, એ સિવાય બીજી ઘણી નાની નદીઓ છે.

પર્વત—સહ્યાદ્રિ.

જીલ્લા—થાણા, કોલાબા (અલીબાગ), રત્નાગિરિ, વગેરે.

દેશી રાજ્ય—જવાર, જંજીરા ને સાવંતવાડી.

શેહેરો—મુંબઈ એ મુંબઈ ઇલાકાનું મુખ્ય શેહેર, હિન્દુસ્તાનમાં બીજું મોટું શેહેર તથા એશિઆમાં સૌથી મોટું વેપારનું બંદર છે; આ શેહેર ઈ. સ. ૧૬૬૧માં ઇંગ્લાંડના બાદશાહ ચાર્લસ બીજાને પહેરામણીમાં પોર્ટુગાલના બાદશાહ પાસેથી મળ્યું હતું, જોવા લાયક ઈમારતો—ટાઉન હાલ, ટંકશાળ, યુનિવરસિટિ હાલ, રાજાબાઈ ટાવર, ક્રાફર્ડ માર્કેટ, રાણીનો બાગ, સંગ્રહસ્થાન (મ્યુઝીઅમ) એલફીનસ્ટન કૉલેજ, વિક્ટોરિયા ટર્મીનસ (નવું સ્ટેશન), મ્યુનિસિપલ ઑફીસ વગેરે. એ સિવાય થાણા, જવાર, અલીબાગ, જંજીરા, રત્નાગિરિ, સાવંતવાડી, કલ્યાણ, વાંદરા, માહીમ, વસાઈ, કોલાબા, વિજયદુર્ગ (ગેરીયા) અને રાજાપુર વગેરે છે.

## દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

પર્વત—સહ્યાદ્રિ.

નદીઓ—કૃષ્ણા (એની શાખા ભીમા, ઘટપ્રભા, મલપ્રભા.) વારણા, તુંગભદ્રા ને વર્ધા.

જીલ્લા—કલાદગી, બેલગામ, ધારવાડ, ને કારવાડ (સદાશિવગઢ).

**દેશી રાજ્ય**—કોલ્હાપૂર, દક્ષિણ મરાઠા જાગીર (સાંગલ ખીંડી,મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ) ને સાવનુર.

**શેહેરો**—કલાદગી, **ધારવાડ** ને **બેલગામ** એ ઉત્તર કાન' શેહેરો છે. હુગલી **ધારવાડ** પાસે છે, એ રૂનું મુખ્ય મથક છે. કૃષ્ણા નદી પર છે. **વીજાપૂર બાગલકોટ** પાસે છે. એ સિવાય **સાંગલી**, જમખીંડી, કારવાડ વગેરે છે.

**મુંબઈ ઈલાકાના બંદરો**—કરાચી, કેટી બંદર, **સીરગંઢા**, **મા મુંદ્રા**, **અંજાર**, **સલાયા**, **નવાનગર**, **જોડીઆ**, બેટ**સં**ખોદ્ધાર, **દ્વા મિયાણી**, **પોરબંદર**, **નવીબંદર**, **માંગરોળ**, **વેરાવળ**, **દીવ**, **જાફરાબ મહુવા**, ઘોઘા, **ભાવનગર**, ધોળેરા, ખંભાત, **ભરૂચ**, **સુરત**, વલસા **દમણ**, **માહીમ**, વસાઇ, **મુંબઈ**, રત્નાગિરિ, **રાજાપૂર**, **વિજયદુર્ગ**, **ગોવા** **કારવાડ** **હોનાવર**, વગેરે.

## મદ્રાસ ઈલાકો.

**સીમા**—ઉત્તરે કાનડા, ધારવાડ, **નિજામનું** રાજ્ય, **છોટા** નાગપૂર ને **ઓઢીઆ** (ઓરિસ્સા); પૂર્વે **બંગાળાનો** ઉપસાગર, દક્ષિણે **મનારનો** અખાત; ને પશ્ચિમે **મ્હેસૂર** છે.

**વિભાગો**—આ ઈલાકાના પાંચ ભાગ થયેલા છે. 'ઉત્તરસરકાર, કર્ણાટક ને **મલબાર**, અંગ્રેજ સરકારને તાબે છે. **ત્રાવણકોર** ને **કોચીન** એ દેશી રાજ્ય છે.

**ક્ષેત્રફળ**—૧,૪૦,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૩૫,૫૦,૦૦૦૦ છે. આ ઈલાકાના રહેવાસીઓ દ્રાવિડ કુળના છે, તેઓ તામિલ, તૈલંગી, મલાયલમ ને કાનડી બોલી બોલેછે.

**પર્વતો**—પૂર્વ ઘાટ ને પશ્ચિમ ઘાટ, **નીલગિરિ** એ બેઉને જોડેછે. શેવરાઇ મદ્રાસની નૈઋત્યે છે, **એનામલૈસ** ને પુલનીસ પૂર્વમાં છે. **પાલમઘાટ** **નીલગિરિ**ની દક્ષિણ છે. **અણમુદી** દક્ષિણ હિન્દુસ્તાનમાં સૌથી ઉંચું શિખર છે. **નાગરીના** ડુંગરો મદ્રાસની વાયવ્યે છે.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનાર ને પલાર વગેરે છે.

**અખાત**—મનારનો અખાત ને **પામ્બન**ની ખાડી.

**ભૂશીર**—કન્યાકુમારી ને કાલીમીર.

**સામુદ્રધુની**—મનારની ને **પાક**ની સામુદ્રધુની.

**બેટ**—લંકા ને **રામેશ્વર**.

**પેદાશ**—ચોખા, બાજરો, તમાકુ, નાળિએર, બુંદ (કૅાફી), સોપારી, એળચી, સાગ તથા સીસમનાં લાકડાં, તેજાના, દિવેલીઆં વગેરે.

**ખનિજ પેદાશ**—લોઢું ઘણું નીકળેછે, સોનાની રજ નદીઓમાંથી નીકળેછે, હીરા **ગોદાવરી** ને કૃષ્ણા નદીમાંથી કોઈ કોઈ વાર મળેછે.

આ ઈલાકાના પશ્ચિમ કિનારાને **મલબાર** કિનારો, ને પૂર્વ કિનારાને **કારોમાંડળ** કિનારો કહેછે.

**વેપાર**—પરદેશ સાથે દર વરસે ૧૭ કરોડ રૂપિઆનો વેપાર ચાલેછે.

**આયાત**—સુતરાઉ, ગરમ, ને રેશમી કાપડ; ચોખા, ધાતુ ને મદીરા.

**નિકાસ**—ચોખા કૅાફી (બુંદ), ગળી, ખાંડ, તેલ, એળચી, સાગનાં લાકડાં, ને તેજાના વગેરે.

**સરોવર**—**ચીલ્કા**, **પુલીકટ**, ને કોલર એ ત્રણે ખારાં છે.

**મોટાં શેહેરો**—**મદ્રાસ** એ પૂર્વ કિનારે મોટું વેપારનું બંદર છે. **ત્રીચીનાપલી**, **મદુરા**, **સેલમ**, **કલીકટ** **બેલારી**, **નેગાપટમ**, **તંજુર**, **કુમ્બાકોનમ** વગેરે.

## ઉત્તર સરકાર.

આ પ્રાંત **ચીલ્કા** સરોવર ને **ગંડલકામા** નદીની વચ્ચે છે.

**શેહેરો—મ**છલીપટ્ટણ કૃષ્ણા પર છે, અહીં છીટનાં કારખાનાં છે. **રાજમહેંદ્રી ગોદાવરી** પર છે. **ગંજામ ચીતૂર** પાસે છે. **ગંતૂર** નૈઋત્યે છે. **કોકાનાદા** ને **કોરીંગા ગોદાવરીના** મુખ પાસે છે. **કલીંગા**-પટ્ટણ, **વી**મલીપટ્ટણ, ને **ગોપાલપૂર** એ બંદરો છે. **વી**જગાપટ્ટણ **ગોદાવરીના** પ્રદેશમાં છે, અહીં સીંગડાની પેટીઓ સારી થાયછે. **એલોર ગોદાવરીના** પ્રદેશમાં સૌથી મોટું શેહેર છે, અહીં સારી શેત્રંજીઓ ને ગાલીચા બનેછે. એ સિવાય **બે**જવાડા, **બહે**રામપુર, **ન**ર્સીપૂર, રસલ-કોંડા, **ચીકા**કોલ, ને **આસ્કા**માં ખાંડ બનેછે.

### કર્ણાટક.

**વિભાગો**—એમાં **બાલાઘાટ** ને કર્ણાટક એ મુખ્ય પ્રાંતો છે. આ પ્રાંતનો ઘણો ભાગ અંગ્રેજને **આર્કાટ**ના નવાબ પાસેથી મળ્યોછે.

**નદીઓ—પ**લાર, **પ**નાર, **પ**નેર, કૃષ્ણા ને કાવેરી.

**શેહેરો**—કર્નુલ એ તુંગભદ્રા પર છે. **બે**લારી કર્નુલની **નૈઋત્યે** છે. **અ**નંતપુર ને ગુટી એ શેહેરો **બાલાઘાટ**માં છે. **મદ્રાસ** એ હાલની **રાજધાની** ને **આર્કાટ**ના નવાબના વખતમાં કર્ણાટકની રાજધાની હતું. **તંજુર કાવેરી પર છે,** અહીં મોટું મંદીર છે. **ત્રીચીનાપલી** કાવેરી પર ચીરૂટ ને રત્નો સારૂ પ્રખ્યાત છે. **તુતુકુંડી** પૂર્વ કિનારે છે, અહીંથી સરસ મોતી નીકળેછે. **કુમ્બાકોનમ** તંજુરની ઈશાને જાત્રાનું ઠેકાણું છે. **ડીંડીગલ** ને **કોઇમ્બેતુર** (કોઈમથુર), હવા લેવાનાં ઠેકાણાં છે. એ સિવાય **નેલુર, વેલુર, ચીતુર, વાંદીવાશ, સેલમ, નેગાપટ્ટણ, ત્રાંકવીબાર, મદુરા,**

રામનદ, પાલમકોટ, રામેશ્વર, તીનવલી, કાંજેવરમ (અહીં મોહું મંદીર છે), ચીંગલપટ વગેરે.

## મલબાર પ્રાંત.

**વિભાગો**—મલબાર, વેનદ ને દક્ષિણ કાનડા છે, એ ત્રણે મ્હેસૂરના સુલતાન ટિપૂ પાસેથી અંગ્રેજ સરકારને ઈ. સ. ૧૭૯૯માં મળ્યાછે.

**શેહેરો**—મણાંતવદી, વૈનદનું મુખ્ય શેહેર છે. એ પ્રાંતમાંથી સોનું નીકળેછે, ને કૉફી (કહુવ) ઘણા થાયછે. એ સિવાય ઉતાકામંદ ને કુનુર છે.

**મલબાર પ્રાંત**—(આ પ્રાંત ઘણો રસાળ છે.)

**શેહેરો**—કાનાનૂર, રાજધાની ને લશ્કરી મથક છે, એ સિવાય કલીકટ, કોચીન, બેપૂર, તાલીચરી, માહી (ફ્રેંચનું), પીનાણી, વગેરે વેપારનાં બંદરો છે, કોચીન સૌથી મોહું વેપારનું બંદર છે, ત્યાં મોટાં મોટાં વહાણો બંધાયછે. **દક્ષિણ કાનડા**—મેંગલૂર ગાદીની જગ્યા, અહીં સોપારી સારી થાયછે, કુંદાપૂર અહીં સારા ચોખા થાયછે.

## દેશી રાજ્યો.

### ત્રાવણકોર.

આ દેશ કામોરીન ભૂશીરની ઉત્તરમાં છે, અહીં હિન્દુ રાજા રાજ્ય કરેછે.

**પેદાશ**—ડાંગર, સામુચોખા, એળચી ને મરી ઘણાં થાયછે.

**શેહેરો**—ત્રીવન્દ્રમ ગાદીની જગ્યા છે. અલપઈ એ મુખ્ય બંદર છે. કુવીલન એ મુખ્ય લશ્કરી મથક છે.

## કોચીન.

આ પહાડી પ્રાંત **ત્રાવણકોર** ને **મલબાર**ની વચ્ચે છે, એમાં સરોવર ઘણાં છે.

**શેહેરો**—**અર્ણાકોલમ** ગાદીની જગ્યા છે, એ સિવાય **કોચીન**, **ત્રીચુર** વગેરે છે.

**પુદુકોટા**—તંજુરની નૈઋત્યે છે. **મુખ્ય શેહેર**—પુદુકોટા છે.

## મ્હૈસૂર.

આ પ્રાંત હૈદરઅલી ને ટિપૂના વખતમાં ઘણો જોરાવર હતો, હાલ તે હિન્દુ રાજાને તાબે છે, જે ચીફ કમીશ્નરની સલાહ પ્રમાણે રાજ્ય ચલાવેછે.

**ક્ષેત્રફળ**—૨૭,૦૦૦ ચોરસ માઇલ છે.

**વસ્તી**—૪૦,૦૦,૦૦૦ છે, આ દેશના વતનીઓ કાનડી બોલી બોલેછે. **નદીઓ**—તુંગભદ્રા ને કાવેરી.

**પેદાશ**—અનાજ, ખાંડ, ગુંદ, સાગનાં લાકડાં.

**ખનિજ પેદાશ**—આ દેશની ખાણોમાંથી સોનું નીકળેછે.

**શેહેરો**—**મ્હૈસૂર** અર્વાચીન ગાદીની જગ્યા છે. **શ્રીરંગપટણ** **કાવેરી**પર ટિપૂના વખતમાં ગાદીની જગ્યા હતું. **બેંગલૂર** પૂર્વમાં લશ્કરી મથક છે, અહીં સારા રમણીય બાગ છે. એ સિવાય **નંદીદુર્ગ**, **ચિત્રદુર્ગ**, **બેડનૂર**, **શીમોગા**, **હરીહર**, **કોલર** (હૈદરઅલીની જન્મભૂમિ) છે.

## કૂર્ગ.

આ રાજ્ય ત્યાંના બાવરા હિન્દુ રાજાએ ચલાવેલા અંધેરને લીધે તેની પાસેથી અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૩૪માં જીતી લીધું.

**પેદાશ**—સાગ, સુખડ, સોપારી, એળચી કોફી (ગુંદ) વગેરે.

**શેહેરો**—**મરકરા** ગાદીની જગ્યા છે.

## સિંહલદ્વીપ અથવા લંકા.

**લંકા** હિન્દી મહાસાગરમાં એક મોટો બેટ છે, તે ઈ. સ. ૧૮૧૫થી અંગ્રેજ સરકારને તાબેછે, તેનો આકાર કેરી જેવો છે. અહીંના રહેવાસીઓ બુદ્ધ ધર્મ પાળેછે, અહીં ગવરનર સાહેબ રાજ્ય કરેછે જેની નેમણુંક ઈંગ્લાંડ ખાતેથી થાયછે.

**ક્ષેત્રફળ**—૨૪૫૦૦ ચોરસ માઈલ છે. **વસ્તી**—૩૦૦૦૦૦૦ છે.

**પર્વતો—આદ**મનું શિખર, **પેદ્રો**ટાલાગાલા વગેરે શિખરો છે.

**નદીઓ—મ**હાવીલીગંગા, **કા**લાનીગંગા, **કાલુ**ગંગા ને **વા**લ્વેગંગા.

**પેદાશ—**ચાહ, ચોખા, નાળિએર, કૉફી (બુંદ), સોપારી, તજ, કરિયાતુ વગેરે.

**આયાત**—સુતરાઉ, ગરમ ને રેશમી કાપડ; ગાસલેટ, **ખાંડ**, વિલાયતી સામાન વગેરે.

**નિકાસ**—ચાહ, બુંદ, તજ, કરિયાતુ વગેરે.

**ખનિજ પેદાશ**—કોઈકોઈ ઠેકાણેથી કીમતી રત્નો નીકળેછે, કિનારા પર મીઠું ઘણું પાકેછે.

**શેહેરો—કો**લમ્બો ગાદીની જગ્યા છે, આ બંદરથી ઘણોખરો માલ **ર**વાના કરવામાં આવેછે. **ગાલી** દક્ષિણે છે, અહીં **ચીન**, **હિ**ન્દુસ્તાન ને **આસ્ટ્રે**લિઆની આગબોટો લંગર કરતી. **ત્રીન્**કોમાલી પૂર્વમાં સારૂં બંદર છે, **કાંદી**, સંહાલી રાજાની ગાદીની જગ્યા હતું. એ સિવાય **ર**ત્નાપૂર, **મ**તરા. **જા**ફના, **ક**રૂણગાલા, **ભ**દુલા ને **અ**ણુરાધાપૂર છે.

## આન્દામાન.

આ બેટનો ઘણોખરો ભાગ જંગલથી ઢંકાએલો છે, અહીંના અસલ

રહેવાસીઓ મનુષ્યાહારી, નાગા, જંગલી લોકો હતા. હાલ **જન્મદેશનીકાલ** ગુન્હેગારને અહીં મોકલવામાં આવેછે. **પોર્ટબ્લેર** એ તેનું **મુખ્ય શેહેર છે.**

## બ્રહ્મદેશ.

આ દેશને હિન્દુસ્તાનનો એક ઈલાકો બનાવ્યો છે, ને ત્યાંનો વહીવટ ચીફ કમિશ્નર સાહેબ ચલાવેછે.

**સીમા**—ઉત્તરે **આસામ** ને **ચીન**, પૂર્વે **સિઆમ** ને **શાન** સંસ્થાન; દક્ષિણે **સિઆમ** ને **બંગાળાનો** ઉપસાગર; ને પશ્ચિમે **બંગાળા** ને **બંગાળાનો** ઉપસાગર છે.

**પર્વતો**—**યોમા** પર્વત સૌથી ઉંચો છે. એ સિવાય **બ્લુ**, **પતકોઇ**, **સ્વેદંગી** વગેરે.

**નદીઓ**—ઇરાવતી, **સીતાંગ**, **સાલ્વીન** ને **તેનાસરીમ**.

**અખાત**—**માર્ટાબાનનો**. **ભૂશીર**—**નીગ્રેસ**.

**હવા**—આ દેશની હવા ગરમ ને ભેજવાળી છે.

**બેટો**—**રામરી**, **ચેડુબા** ને **મરગ્વી** બેટનું ટોળું.

**વેપાર**—ઘણા માણસો ખેતીનું કામ કરેછે, અને અહીં રેશમી **ને સુત** રાઉ કાપડ પણ વણાયછે. **આયાત**—સુતરાઉ કાપડ, રેશમ ને **સોપારી**.

**નિકાસ**—ચોખા, સાગનાં લાકડાં, ગુંદર, કપાસ ને ચામડાં.

**ખનિજ પેદાશ**—કીમતી રત્નો, કલાઈ ને લોઢું.

**શેહેરો**—**માંડલે** એ ગાદીની જગ્યા ઈરાવતી નદી પર છે. **અમરપુર** ને **આવા** અગાઉની રાજધાની હતાં. **રંગુન** ઈરાવતી પર છે, અહીં **ચોખા** ને સાગનાં લાકડાંનો વેપાર ચાલેછે. **આરાકાન** તમામ ગંદુ ને નાતનદુરસ્ત શેહેર પશ્ચિમ કિનારે છે. **મોલમૈન** **સાલ્વીન** પર છે, આ બંદરનો. **સાગનાં**

લાકડાંનો વેપાર ઘણો ચાલેછે. એ સિવાય **તેનાસરીમ**, **પેગુ**, **પ્રોમ**, **ભામો**, **તાંગુ**, **હેનજાડા**, **સીતાંગ**, **બેસીન** (વસાઈ), **થી**એતમા વગેરે છે

**બંદરો**—**અકયાબ**, કયુક્યુ, (રામરી બેટમાં છે) **સેંદોવા**, **ડેલહૌસી**, **રંગુન**, **સીતાંગ**, **માર્તાબાન**, **મોલમૈન**, **આમહર્સ્ટ**, **ટાવોય** ને **તેનાસરીમ**.

**વિશેષ વર્ણન**—ઇરાવતી નદીમાં **ભામો** સુધી નાની આગબોટો ને વહાણો જઈ શકેછે. એ નદીના પૂર પર આબાદીનો આધાર છે, **ચોખા** ને સાગનાં લાકડાંની નીપજ સારી છે.

## સ્વતંત્ર દેશી રાજ્યો.

**નેપાળ**—આ દેશના વતનીઓ ગુર્ખા છે, તેઓ ઠીંગણા, લડવૈયા ને શૂરા છે.

**શેહેરો**—ખટમંડુ એ ગાદીની જગ્યા છે અહીં ઘણાં લાકડાનાં મંદીરો છે.

**ભૂતાન**—આ દેશ **સીકીમ**ની પૂર્વે છે. **ટાસીસ્યુડન** ગાદીની જગ્યા છે.

## ફ્રેંચનાં સંસ્થાનો.

**પોંડીશરી** ને **કેરીકલ**—**કર્ણાટક**માં છે. **માહી**—**મલબાર** કિનારે છે. **યનાન**—**ગોદાવરી** નદીના મુખ પાસે છે. **ચંદ્રનગર**—**હુગલી** નદી પર છે. આ બધાં શેહેરોનો ફ્રેંચ સરકાર તરફથી ગવરનર અમલ ચલાવેછે જે **પોંડીશરી**માં રહેછે.

## પોર્ટુગીઝનાં સંસ્થાનો.

**દીવ**—**કાઠિયાવાડ**ની દક્ષિણે છે, **દમણ**—**મુંબઈ**ની ઉત્તરે છે. **પેંજીમ** અથવા **ગોવા**—પશ્ચિમ કિનારે છે. આ બધાં સંસ્થાનોમાં **પોર્ટુગીઝ** સરકાર

તરફથી ગવરનર સાહેબ અમલ ચલાવેછે. જે ગોવામાં રહેછે.

## હિન્દુસ્તાનનું જાણવાજોગ વર્ણન.

**મોટાં શેહેરો**—કલકત્તા, મુંબઇ, મદ્રાસ, લખનૌ, બનારસ, દિલ્હી, કાનપુર, અલ્હાબાદ, લાહોર, આગ્રા, પટણા, પુના, અમદાવાદ, અમૃતસર, હૈદરા, બરેલી, મીરત, નાગપુર, સુરત, કરાચી વગેરે શેહેરોમાં એક લાખ કરતાં વધારે માણસની વસ્તી છે. ત્રીચીનાપલી, મદુરા, જબલપુર, પેશાવર, ઢાકા, મીરજાપુર, ગયા, ફૈઝાબાદ અંબાલા, ફરૂખાબાદ, શાહજહાનપુર વગેરે શેહેરોમાં પોણા લાખ કરતાં વધારે માણસની વસ્તી છે.

## ઉદ્યોગનાં મુખ્ય ઠેકાણાં.

**કોયલાની ખાણો**—પશ્ચિમ બંગાળા ને મધ્ય પ્રાંતોમાં છે..

**મીઠું**—સાંબર સરોવર, કલાબાગ, મુંબઈ, ને મદ્રાસના કિનારા ઉપર પાકેછે.

**અફીણ**—માળવા ને બહારમાં નીપજેછે.

**ગળી**—બંગાળા, બહાર ને મદ્રાસ ઈલાકામાં બનેછે.

**સણ**—બંગાળામાં થાયછે.

**કાપડ તથા કપાસના સંચા**—મુંબઈ, ભરૂચ, અમદાવાદ, કલકત્તા, મદ્રાસ, કાનપુર ને ઇંદોરમાં છે.

**રેશમનાં કારખાનાં**—બંગાળા ને મ્હૈસુરમાં છે.

**શાલ**—કાશ્મિર, અમૃતસર ને લુધીઆનામાં સારી બનેછે.

**રત્ન ને ઝવેર જડીત્ર કામ**—ત્રીચીનાપલી, કટક, ને કચ્છમાં સારૂં થાયછે.

# પવિત્ર સ્થળો.

**હિન્દુઓનાં મુખ્ય ચાર ધામ**—ઉત્તરે **બદ્રિનાથ**, દક્ષિણે **રામેશ્વર**, પૂર્વે **જગન્નાથ** ને પશ્ચિમે **દ્વારિકાં** છે. એ સિવાય **નારાણસરોવર** કચ્છમાં છે. **પ્રભાસપાટણ**, **ગિરનાર**, **શેત્રુંજો**, **અંબાજી**, ડાકોર, **બહુચરાજી**, વગેરે ગૂજરાતમાં છે. **શ્રીનાથદ્વાર**, **પુષ્કરજી** **અજમેર** પાસેછે. **નાશીક**, **પંઢરપુર** ઉત્તર મહારાષ્ટ્રમાં છે. ગયા, **ઝાડખંડીવૈજનાથ** વગેરે **બંગાળા** ઈલાકામાં છે. પ્રયાગ, કાશી, ગોકુળ, **મથુરાં**, **અયોધ્યા**, કેદારનાથ. વંદ્રાવન વગેરે વાયવ્ય પ્રાંતોમાં છે.

**જૈનધર્મીઓનાં**—**પારસનાથ** (બંગાળામાં), **પાલીતાણા**, **ગિરનાર**, **આબુ** વગેરે.

**મુસલમાનોનાં**—અજમેરમાં ખાજાપીર ને **પેટલાદમાં** અરજુનશા.

**પારસીઓનું**—ઉદવાડા. **વહોરાઓનું**—ગલીઆકોટ

**સીખ લોકોનું**—અમૃતસર.

**હિન્દુસ્તાનના કિનારાપરનાં મુખ્ય બંદરો**—કરાચી, કચ્છ-**માં**ડવી, **પોરબંદર**, **વેરાવળ** **માંગરોળ**, **ભાવનગર**, **ધોળેરા**, **ખંભાત**, **ભરૂચ** (નર્મદા), **સુરત** (તાપી), **વલસાડ**, દમણ, **વસઈ**, **મુંબઈ**, **રત્નાગિરિ**, **વિજયદુર્ગ**, **કારવાડ**, **હોનાવર**, **મેંગલૂર**, **કાનાનોર**, **માહી**, **કલીકટ**, **બેપુર**, **કોચીન**, **તુતુકુંડી**, **પોંડીશરી**, **મદ્રાસ**, **મચ્છલીપટ્ટણ**, **વિસાગા-પટ્ટણ**, **ગંજામ**, **જગન્નાથ**, **બાલાસોર**, **કલકત્તા**, **ચીતાગાંગ**, **બેસીન** (વસઈ), **અક્યાબ**, **રંગુન** ને **મોલમેંન** વગેરે.

## અંગ્રેજ સરકારને તાબેનાં દેશી રાજ્યો.

**રજપૂત રાજ્યો**—**કાશ્મિર**, **વિકાનેર**, **અલવડ**, **કિશનગઢ**;

જયપુર, કિરોલી, બુન્દી, કોટા, ઝાલરાપટ્ટણ, વાંસવાડા, પ્રતાપગઢ, ડુંગરપુર, ઉદેપુર, સિરોહી, જોધપુર, જેસલમીર, કચ્છ, સાંતલપુર, ઇડર, દાંતા, માણસા. નવાનગર, રાજકોટ, પોરબંદર, ગોંડળ, ભાવનગર, વળા લખતર, સાયલા, ચુડા, મુળી, લાઠી, પાલીતાણા, ધ્રોળ, લીમડી, વઢવાણ, વાંકાનેર, મોરબી, ધ્રાંગધ્રા, વાંસદા, ધરમપુર, રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, રેવા, મ્હેસુર, દરભંગા વગેરે છે.

**કોળી રાજ્યો**---ભાબર ને કાંક્રજ.

**જાટ રાજ્યો**—ભરતપુર ને ધોળપુર.

**મરાઠી રાજ્યો**—ગાયકવાડ (વડોદરા), સિંધિયા (ગ્વાલિયર), હોલ્કર (ઇંદોર), કોલ્હાપુર સાવંતવાડી, કોચીન ને ત્રાવણકોર.

**મુસલમાની રાજ્યો**—ખેરપુર, ટાંક, પાલણપુર, રાધણપુર જુનાગઢ, બાટવા, ખંભાત, વાડાસિનોર, બજાણા, સચીન, પેંદ, ભોપાળ ભાવલપુર ને નિજામ છે.

**સીખ રાજ્યો**—પતિઆલા, ઝીંદ, નભા, કપુરથલા, કલશીઆને ફરિદકોટ વગેરે છે.

**હબસી રાજ્યો**--જાફરાબાદ ને જંજીરા.

## વખણાએલી વસ્તુવાળાં સ્થળો.

અમૃતસર, લુધિઆના ને કાશ્મિર—**શાલો.** પંજાબ—**સાલમ ને ઘઊં.** વિકાનેર—**સાંઢણીઓ.** મારવાડ—ઉંટ ને **આરસપહાણ.** સિરોહી—**તલવાર.** સુરત—**બરફી.** રતલામ, માળવા ને બહાર—**અફીણ.** લંકા—**હાથીદાંત, મોતી ને તેજાના.** તુતુકુડી—**મોતી.** ઉમરાવતી, અકોલા, ધારવાડ, ધોળેરા, ખંડવા—**રૂ.** જામનગર—**કંકુ,**

**સુરમો** ને **બાંધણી.** પુના, નાશીક, સીહોર, કાશી—**ત્રાંબા પીતળનાં વાસણ.** પુના—**નાગરવેલનાં પાન.** બંગાળા—**ખાંડ ને ચોખા.** કપડવંજ—**કાચ** ને **સાબુ.** પેંડ **પાઘડી.** બુરાનપુર—**શેલાં.** મચ્છલી-પટ્ટણ—**છીંટ.** કાઠિયાવાડ ને કચ્છના—**ઘોડા.** ભૂજ ને હૈદરાબાદ (સિંધ)—**સોનેરી ભરતકામ.** મેંગલૂર ને સેવન્ધન—**સોપારી.** કાંગ્રા, આસામ, ને હિમાલય—**ચાહ.** અમદાવાદ ને મ્હેસૂર—**રેશમી** કાપડ. મલબાર—**સાગનાં લાકડાં, મરી** ને **નાળિએર.** કૂર્ગ—**એળચી** ને **બુંદ.** પટણા—**અફીણ** ને **રેશમી કાપડ.** ઢાકા—**મલમલ** ને **સાબુ.** કડા—**બળદ.** આસામ—**રબર, ભેંસો** ને **લાખ.**

## સુખાકારીનાં સ્થળો.

**દારજીલીંગ** નેપાળ ને ભૂતાન વચ્ચેછે અહીં બંગાળામાં રહેનાર દેશી તથા અંગ્રેજ ગૃહસ્થો ઉનાળામાં મુકામ કરેછે. **સિમલા** હિમાલય પાસે છે, અહીં હિન્દુસ્તાનનો વાઇસરૉય એપ્રીલથી સપ્ટેમ્બર સુધી મુકામ કરેછે.

**આબુ** અરવલી પહાડનું મુખ્ય શિખર છે, અહીં અજમેરનો ગવરનર ને બીજા રાજા હવા લેવા આવેછે. **મહાબળેશ્વર** કૃષ્ણા નદીના મૂળ પાસેછે, અહીં મુંબઈનો ગવરનર, કાઠિયાવાડના રાજા તથા મુંબઈના ગૃહસ્થો ઉનાળામાં મુકામ કરેછે. **નીલગિરિ** પશ્ચિમઘાટને છેડેછે, અહીં મદ્રાસનો ગવરનર, અંગ્રેજી તથા દેશી અમલદારો ને ગૃહસ્થો ઉનાળામાં મુકામ કરેછે. એ સિવાય **માથેરાન, ખંડાળા, ડુમસ, ઉતાકામંદ** વગેરે છે.

## પરચુરણ બાબતો.

સૌથી મોટો ઇલાકો—**બંગાળા.** પર્વત—**હિમાલય (ગૌરીશંકર)** નદી—**સિંધુ ને બ્રહ્મપુત્રા** શેહેર—**કલકત્તા.** અખાત (ઉપસાગર)—**બંગાળા.**

દેશીરાજ્યો—**નિજામ, કાશ્મિર, ને રજપૂતસંસ્થાનો.** ઠંડો ઈલાકો—**પંજાબ.** મોટાં બંદરો—**મુંબઇ, કલકત્તા, ને કરાચી.**

## લશ્કરી છાવણીઓ.

**બંગાળા ઈલાકામાં**—દીનાપુર, ડમડમ ને બરાકપુર, **વાયવ્ય-પ્રાંતોમાં**—કાનપુર, **મીરત, પંજાબમાં**—મીનમીર, જલંદર, અંબાલા, મુલતાન, પેશાવર, ને રાવલપીંડી, **મધ્યહિન્દ એજન્સિમાં**—નીમચ, ને **માહુ. મધ્યપ્રાંતોમાં**—કામ્પટી ને સાગર. **નિજામના રાજ્યમાં**—સીકંદરાબાદ, **ભોલારમ** ને **જાલના. મુંબઇ ઇલાકામાં**—પુના, બેલગામ, ડીસા, રાજકોટ ને કરાચી. **મદ્રાસ ઈલાકામાં**—પુનામલી, પાલવરમ, વીજીનાગ્રામ, રસલકોંડા, ને કાનાનોર. **મ્હેસૂરમાં**—બેંગલૂર. **ત્રાવણ-કોરમાં**—કુવીલન.

---

## મુંબઇ, મદ્રાસ, કલકત્તા ને અલ્હાબાદની પાઠશાળા (યુનિવરસિટિ)ના પ્રશ્નોત્તરો.

**પ્રશ્ન**—શ્રીરંગપટ્ટણ, મીરત, થાણેશ્વર, કનોજ, કાનપુર, ગુજરાત, પાણીપત, ને પ્લાસી એ શેહેરો ક્યાં આવેલાં છે, ને ત્યાં શા ઇતિહાસીક બનાવો બન્યા હતા?

**ઉત્તર**—શ્રીરંગપટ્ટણ મ્હેસૂરની રાજ્યધાની હતું, આ શેહેરના ઘેરામાં ૧૭૯૯માં ટિપૂ સુલતાન મરણ પામ્યો હતો. મીરત ને કાનપુર ગંગા નદી પર, અહીં ૧૮૫૭માં બળવા ઉઠ્યા હતા. થાણેશ્વર અંબાલાની દક્ષિણે, અહીં ૧૧૯૩માં લડાઈઓ થઈ હતી. કનોજ, કાલી નદી ને ગંગાના

પર છે, અહીં ૧૫૪૦માં શેરશાહે હુમાયુંનો પરાજય કર્યો હતો.
ગુજરાત પંજાબમાં છે, અહીં ૧૮૪૯માં મોટી લડાઈ થઈ હતી. પાણીપત, અંબાલા પાસે, અહીં ૧૫૨૬, ૧૫૫૬ ને ૧૭૬૧મા લડાઈઓ થઈ હતી. પ્લાસી કલકત્તાની ઉત્તરે, અહી ૧૭૫૭માં લડાઇ થઇ હતી.

પ્ર.—એક વહાણ કરાચીથી કલકત્તે હંકારેછે ત્યારે રસ્તામાં કયાં કયાં બંદરો પાસેથી તે વહાણ વટાશે?

ઉ.—જુઓ પાનું ૪૩મું (હિન્દુસ્તાનના કિનારાપરનાં બંદરો).

પ્ર.—હિન્દુસ્તાનમાં મુખ્ય દેશી રાજ્યો કયાં કયાં છે?

ઉ.—જુઓ પાનું ૪૩-૪૪ (અંગ્રેજ સરકારને તાબેનાં દેશી રાજ્યો).

પ્ર.—સિંધુ નદી ક્યાંથી નીકળી ક્યાં પડેછે, તે પર કયા કયા શેહેરો છે ને તેની મુખ્ય શાખાઓ કયી કયી છે?

ઉ.—જુઓ પાનું ૭મું.

પ્ર.—મ્હૈસૂરની સીમા, ક્ષેત્રફળ, નદીઓ, પેદાશ, શેહેરો, સરકારી અમલદારનો હોદ્દો વગેરે લખો.

ઉ.—જુઓ પાનું ૩૮મું.

પ્ર.—હિન્દુસ્તાનને પૂર્વ કિનારે કયાં સરોવર છે, જેમાં સમુદ્રનું પાણી આવેછે.

ઉ.—ચિલ્કા ને પુલીકટ.

પ્ર.—હિન્દુસ્તાનમાં અફીણ ક્યાં નીપજેછે ને તે ક્યાં મોકલવામાં આવેછે?

ઉ.—અફીણ માળવા ને બહારમાં નીપજેછે ને તે ચીન મોકલવામાં આવેછે.

પ્ર.—હિન્દુસ્તાનના કયા શેહેરોમાં શાલો વણાય છે?

ઉ.—કાશ્મિર, અમૃતસર, ને લુધિઆનામાં શાલો વણાયછે.

પ્ર.—મદ્રાસ ઈલાકામાં કઇકઇ બોલીઓ બોલાયછે?

ઉ.—તામિલ, મલાયલમ, કાનડી, તૈલંગી વગેરે.

પ્ર.—દેવળગામ, બ્રાહ્મણાબાદ, દેવગિરિ, પાટલીપુત્ર, પ્રયાગ ને કાશી, એ શેહેરોનાં અર્વાચીન નામ શાં શાં છે?

ઉ.—કરાચી, હૈદ્રાબાદ, દોલતાબાદ, પાટણા, અલહાબાદ ને બનારસ.

પ્ર.—કોયલા, કૉફી, ચાહ, એળચી, તજ કરિયાતુ સિંધવ, સાગનાં લાકડાં વગેરે ક્યાં થાયછે?

ઉ.—કોયલા પશ્ચિમ બંગાળા ને મધ્યપ્રાંતોમાં થાયછે, કૉફી ને એળચી મલબાર પ્રાંત તથા કૂર્ગમાં થાયછે, ચાહ હિમાલયના પ્રદેશ ને આસામમાં થાયછે. તજ ને કરિયાતુ લંકામાં થાયછે, સાગનાં લાકડાં મલબાર ને બ્રહ્મ-દેશમાં થાયછે.

પ્ર.—હિન્દુસ્તાનના ક્યા પ્રાંતો લેફ્ટનટ ગવરનર તથા ચીફ કમિશ્નરને તાબે છે?

ઉ.—બંગાળા ઈલાકો, વાયવ્ય પ્રાંતો, અયોધ્યા ને પંજાબ વગેરે લેફ્ટેનંટ ગવરનરને તાબેછે. આસામ, મધ્યપ્રાંતો, વરાડ, મ્હૈસૂર, કૂર્ગ વગેરે ચીફ કમિશ્નરને તાબેછે.

પ્ર.—હિન્દુસ્તાનના ક્યા બંદરનો પરદેશ સાથે ઘણોજ વેપાર ચાલેછે?

ઉ.—મુંબઈ બંદરનો.



# જાહેર ખબર.

જે સદ્‌ગૃહસ્થોને આ ભૂગોળ તેમજ મારી તરફથી પ્રસિદ્ધ થયેલ ને વેચાતાં પુસ્તકો જોઈએ તેમણે નીચે લખેલે ઠેકાણે કિમ્મત સાથે પત્રદ્વારા લખી જણાવવાથી મોકલી આપવામાં આવશે, તેમજ જેઓની ઈચ્છા હશે તેમને વેલ્યુપેએબલ પોસ્ટથી પણ મોકલવામાં આવશે.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| બાદશાહ બહેરામ ગોહર અને બાનુ હુસેન ( એક રસીલી વાર્તા ) | ૦ | ૬ | ૦ |
| એશિઆ ખંડની ભૂગોળ વિદ્યા ( અંગ્રેજી સ્કૂલો માટે ) | ૦ | ૩ | ૦ |
| પાર્વતી ( સંમારી બોધ લેવા લાયક વાર્તા ) | ૦ | ૧૨ | ૦ |
| શ્રી વિલાયતની હુંડીના હિસાબની ચોપડી (શી. ૧–૨થી શી. ૧–૫) | ૧ | ૦ | ૦ |

દશ નકલ સામટી મંગાવનારને દશાંશ કમિશન અથવા એક નકલ ભેટ મળશે, જથાબંધ નકલો મંગાવનારને સારૂં કમિશન આપવામાં આવશે. એ વિષે પત્રથી બંદોબસ્ત કરવો.

## વેચવાનાં ઠેકાણાં.

**કરાચી**—તુલસીદાસ વિ. જાદવજી લાખાણી ઠેકાણું આર્યન પ્રેસ
„ રૂપચંદ પી. ચાંઝા નેટિવ જનરલ લાયબ્રેરી.
„ માસ્તર લાલજી હરજીવન ઠે. બંદર રોડ.
„ સુંદરજી વીસરામ ઠે. જોડિઆ બજાર.

**મુંબઇ**—વસનજી પરમાનંદ ચાહેવાળા ઠે. કાલબાદેવી રોડ.

**કચ્છ–નારાયણસરોવર**—જોશી દેવજી મૂળજીભાઈ ખાટાઉઆણી.

☞ કોઈપણ વિદ્યાર્થી ( આ ભૂગોળ તથા એશિઆ ખંડની ભૂગોળ વિદ્યા ) ખરીદ કરવાને અશક્ત છે એવું, પોતાના માસ્તરની સર્ટીફિકેટ સાથે સાબીત કરશે તેને આ ચોપડીઓ મફત આપવામાં આવશે.

નવું નવું

ચેહેરાઓ નજર ફેરવતા નહીં, જોશો તો મન લલચાઈ જશે.

# બાળભૂષણ યાને બાળશિક્ષક.

---

નામનું અતી સુબોધક પુસ્તક મારા તરફથી નવેમ્બરની શરૂઆતમાં છપાઈ પ્રગટ થશે. જે પુસ્તક કેળવણી-ખાતાઓમાં ઈનામને માટે મંજુર થએલું છે. તે પુસ્તકના હેન્ડબીલમાં જણાવ્યા ઉપરાંત બીજા ઘણા વિષયોનો ઉમેરો કરવામાં આવ્યો છે.

આ પુસ્તર રચવાનો મારો હેતુ કંઈ પૈસા પેદા કરવાનો નથી પણ માત્ર આર્યબંધુઓની સેવા બજાવવાનોજ છે.

પુસ્તક જેમ બાળકોને તેમ જુવાનોને પણ સરખાજ ઉપયોગનું છે, તેથી જુવાનોને વાંચવા વધારે ભલામણ કરવામાં આવેછે. **કિમ્મત**—બે આના.

કર્તા

**જોશી દેવજી મૂળજીભાઈ ખારાઉઆણી,**

હાલ. માસ્તર દરબારી, મુ: સ્કુલ-કચ્છ-નારાયણસરોવર.